

મારા હયાત બાવાના માતાજી

**રતનબાઈજી મનચેરજી ખુમલાબાઉ**

શ્રી ૧।

પાક યઝદાંની મદદ હર વેળા હોજો.

# ફરાંમજી મંચેરજી બુમલાખાઉની જીંદગીની નોંધ બુક.

આદમી માત્ર સરજતને આધીન છે. સરજતને નમીને ચાલવાની આદમીની માત્ર ફરજ છે. સરજતના સરવે ગુલામ છે. રંક અને રાય, જવાન અને બુઢા, નાહના અને મોહોટા, સરવે સરજતના સેવક છે. સરજતનુ જોર ન્યારૂં છે. સરજત જન્મથીજ આદમી પોતાની સાથે લેતુ આવે છે. માટે ઓ ભાઈ તું સરજતને નમીને ચાલજે

## મારૂ જન્મસ્થાંન.

૧-મારો જન્મ નવસારી શહેરના વાડી મોહોલ્લામા મલેશરમાં મારા વડીલોના ઘરમા થયો હતો. મારો જન્મ રોજ ખુરદાદ અમશાસપંદ અને શેનશાહી માહા તેશતર તીર યજદ. યજદેઝરદી સાલ આસરે ૧૨૦૯ ને દીને થયો હતો.

## મારી જીંદગીની હાલત.

૨-હું એક ગરીબ માબાપનો દીકરો, ગરીબીમા અવતરી ગરીબીમાજ પલાઇ મોટો થયો હતો. ગરીબી મારૂ દુખ, ગરીબ મારૂ શુખ, ગરીબી મારૂં ઘર, અને ગરીબી મારૂ દ્વાર હતુ

મારા પીતાજી મને નવ વરસની ઉમરનો મુકી બેહેસ્તનશીન થયા હતા. હુમો ભાઇ બેહેનો અને હુમારા વીધવા માતાજીની ગરીબીમા તેથી વધારો થયો, કેમકે મુરબીનું છતર સર ઉપરથી ગુમ થયાથી શરજતમા લખાએલી સરવે મુશકેલીઓની શરૂઆતનો દીવસ એજ બરગસ્તે દીનથી શરૂ થયો હતો. હુમો ભાઈ બેહેન મલી ત્રણ જન હતા. મારા ભાઇ મારાથી નાહાના હુતા. મારા બેહેનની ઉમર મારા પીતાના મરણ સમે સાત વરસની હુતી. હુમો ત્રણેની જીંદગીને નીભાવવાની અને પાલવા પોષવાની જેહેમત મારા માતાજીને માથે પડી. હીંયાથી હુમારી ગરીબીની શરૂઆત થઈ. હુમારી સાથે હુમારા મમાઈ બપાઈ અને કુટુંબ હોવાથી હુમારી મુશકેલીઓ જે અધુરી હુતી તેમા વધારો થયો, અને એ સઘળા બનાવોને લીધે હુમારી સંસારી દલીદ્રતા દીન જતે વધતીજ ગઈ.

## નવસારીથી મુંબઈ તે વખતે કેમ જવાતું હતુ.

૩–મારા પીતા કાંઈ માલ દોલતના ધણી હતા નહી. તોપણ તેવનની જે કાંઇ હજારોની માયા પુંજી તે વખતે મુંબઇમા હશે, તે તેવનના અચબુચ મંરણને લીધે "જેના હાથમા તેના સાથમાં" વાલી કહેવત પ્રમાણે થઇ પડયુ.

કયા નવસારી અને કયા મુંબઈ. તે વખતે કાંઈ આજની માફક ગ્રાટરોડથી નવસારી આગની ગાડીઓ દોડતી નહી હતી. નવસારીથી મુંબઇ અને મુંબઈથી નવસારી જવાનું કામ કાઇ આજના જેટલું તે વખતે સેહેલ હતું નહી તે વખત જુદોજ હતો, તે વખતનો હીગામ જુદો હતો. તે વખતની મુસાફરીનો ખ્યાલ આપી શકાય તેમ નથી, કેમકે આજના શોખીન જીવડાઓ તે મુશ્કેલીની કદર બુજે એમ નથી.

હમારૂ પાલનપોષન કરવાની ફરજ મારા પીતાના મરણ પછી મારા માતાજીને માથે આવી પડી નવસારીમા ઓરતો માટે તે વખતે કાઇ ધધા રોજગારની જોગવાઇ હતી નહી. સ્રીઓ તે વખતે ઘરમા વનટ કામ કરી પેટ જોગું મેળવતાં, તેમ મારા માતાજી હમારા ગુજરાન માટે ઘરમા આખો દીવસ વનટ કામ વીગેરેનું વહીતરૂ કરી દર માસે ભુમાર ચારથી પાચ રૂપીઆની આવક કરતા, અને તેમાથી તેવન હમારૂ ગુજરાન કરતા હતા એવી હમારા સંસારની જેહેમતોને મારા બુજરોગ માતાજી મહા મુશ્કેલીએ પોતાની વળવાની તજવીજ કરતા, અને હમો ત્રણે ભાઇ બેહનોને એવી રીતે પાલી મોટા કરવાની ખટપટમા પોતાનો વખત ગાળવા લાગ્યા.

### મારી નીશાળની જીંદગી અને મારો મેહતો.

૪–મારૂં લોહી જુવાન હતું હું જાતે ઉછાછલો હતો, એટલે મસ્તી અને ધીગાંણું જેમ સરવે મારી ઉમરના કરે, તેમ કરવાની મને પણ કાઇ તેવીજ ટેવ હતી. માતાજીની મેહરબાનીથી ચાબખે ચાબખા તેવનને માથે પડેલા, એટલે તેવનના જેવાં બીચારા ભલા મનીખને કંટાળો આપતા, કેટલી મસ્તી અને કેટલું તોફાન મારે કરવું જોઇએ, તેની ગણતરી કરવા જેટલીબી ફુરસદ મને મળતી નહી હતી. તોપણ એ મસતી તોફાન અટકાવવા માટે, માતાજીએ મને જબરીથી નીશાળે મોકલાવી દીધો. મોહલામા આવેલા એક ખડખડપાચમ ઘરના ભાગા ટુટા ઓટલા ઉપર, મારો ફ્હામન મેહતાજી, એક નાહાની જેવી નીશાળ કાઢાડી બેઠેલો. હજી મને યાદછે. મારા ગરીબ મેહેતાજી ગવરીશંકરે, મારા માતાજીની ફરમાસથી મને પોતાના ચાર્જમાં લીધો. દર મહીને ચાર આનાનો પગાર ગવરીશંકરને મારા માતાજીએ આપવા કબુલ્યું, અને મોટી ધામધુમથી સારા સગન અને શુભ પ્રસંગ જોઇ હાથમાં લાકડાની પાટી આપી પાચ આનાના જોડા પગમા પેહેરાવી, ખજુર કોપરૂં ખવાડી મીઠું મોહોડું કરાવી, મેહતા ગવરીશંકરના હાથમા મારૂં પાખડું પકડાવી, મોહોલામાં થતા મસ્તી અને તોફાનનો અંત લાવી મેલ્યો.

# ૩

## મારી મસ્તીની મોસમ.

૫—આહા ! બચપણ જેવી મીઠી, બચપણ જેવી નીરદોશ તેમજ બચપણ જેવી બેદરકાર ચીજ જગતમા, બીજી કઈ છે. ?

જો બચપણમા ભાન અને ધ્યાન હોય, તો દુનીયામાં જેહેમત અને જંજાળ જેવું કદીબી હોયજ નહી. મારા માતાજીની ગરીબીનું, તેવનની જેહેમતો અને જંજાલનુ મને ભાન કે ધ્યાન મારી બચગીમાં મને કયાથી આવે ? મુરદાં બેહેસ્ત જાવો કે દોજખ જેવી સમજન માહારી અંદર તે વખતે હતી. માતાનો લાડકો એટલે ગરીબી છતા દરરોજ તેવન પાસે બે ત્રણ પૈસા નીશાળે જતી વખતે કઢ્ડાવી લેતો તેમાથી એક પઈસો ગવરીશંકરને આપતો, અને બે પઈસા ખીસામાં નાખી નીશાળથી પોબારા કરી, ઉજાણી કરવા ભટકતો હતો ઉછાછલી જીંદગીને ઘરનું ભાન કયાથી હોય ? ઘેર જવાનો વખત થઈ જતો, અને મોડેથી જો ઘેર જવાતું, તો માતાજીને સમજાવી લેતા કાઇ ઝાજી મુશ્કેલી પડતી નહી હતી.

હું ઝટ જવાબ દેતો કે, ગવરીશંકર ઘણુ ઘણું લખાવેછે, અને લાંબું લાંબું વંચાવે છે, તેથી વખતસર ઘરે અવાતું નથી.

પણ એવી મસ્તીને ઉલગબરડી વચે શીખવાનું કાઇ બીલકુલ અભડાઈ ઉપર પડયું નહી હતુ. જેમ તેમ કરતા ગવરીશકરે [illegible] કેતો, અને બારાખડીનાં પદ શીખવ્યા, અન થોડા આક મોંહાડે થતાજ આપણને શીખવાની ઉલટ વધવા લાગી, એટલે આપણું ગાડુ ગધેરમાથી બાહાર પડી સીધો રસ્તા પકડવા લાગ્યું, અને કાઈક તે વખતને અનુસરતો અભ્યાસ આપણ ગ્રહણ કરવા લાગ્યા

### સેવકનો દરજજો વધ્યો હું નોકરીએ લાગ્યો.

૬—મારા અભીઆસનો રીપોર્ટ કરવા એક દીવસ ગવરીશકર મારે ઘરે આવ્યા, અને પોતાના ચેલાની વખાણ ઉપર વખાણ કરી શીખવા ઉપર હું ઘણું સારૂં ધ્યાન આપુંછું એમ ખાતરી આપવા લાગ્યા. હુ ભવીષમા ઘણો કાબેલ અને ફાજેલ નીકલીશ અને લાખોની ઉથલપાથલ કરીશ, એવી એવી ભલામણો કરવા લાગ્યા. ગરીબ બીચારો ગવરીશંકર, આદમી ઘણો નેક અને સાથે દયાલુ હોવાથી મારા માતાજીની ગરીબ અવસ્થા જાણી, અને તેવનની તગ હાલત વીશે સમજી, તેવણે મને કોઇ સાહુકાર શેઠને ત્યાં નોકરીએ રાખવાની મારા માતાજીને ભલામણ કીધી.. મારાં, માતાજીની પણ કાંઈ એવીજ ખાએશ હતી. અને તેવને તેજ વખતે ગવરીશંકરને કાકલુદીથી કહ્યુ, કે મારા ફરામની ઉપર એટલી મેહેરબાની કરી કોઇ શેઠ શાહુકારને ત્યાં નોકરીએ રખાવવો, કે મારી ઉપર પડતા હાદેસાઓ કાંઈક ઓછા થાય. ગવરીશંકર ઘણોજ દયાલુ દીલનો હતો. તેણે મારા માતાજીને ધીરજ આપી, મારે માટે નોકરી મેળવવાની કબુલાત આપી તે વીદાય થયો. અને હું રાતનાં ઉંઘમાં મારી નવી નોકરીના સ્વપણા ઉપર સ્વપણા જોવા લાગ્યો, અને સરજતના પહેલા તબ્કકામાંથી પસાર થઈ બીજા તબ્કકામાં દાખલ થવાનો દીવસ નજદીક આવ્યો.

## મારા શેઠની નવી નોકરી.

૭—નવસારીમાં તે વખતે એક જાણીતા હીંદુ સાહુકાર નામે પાણાચંદ દુલભદાસને ત્યાં, મને ગવરીશંકર મેહતાની ભલામણથી નોકરી મળી. પાણાચંદ દુલભદાસને ત્યાં મારે શું શું કામ કરવુ તેની મને નોધ લેવી પડી

૧—રોજ ટપાલનાં કાગલો મારે વેહેચવા જવુ. એવા દરએક કાગલ દીઠ મને તનદમડીનુ લવાજમ મળતુ હતું

૨—જ્યાંભી ચીઠીપતરી મોકલે તે જલદી પોહોચાડી આવવું.

૩—કાંઈભી હુકમ કરે તે ઝટ અમલમા મુકવો.

૪—નવસારીથી સુરત જો જવુ પડે, તો ખાવાના ભાતા માટે રોજના મને આના બે મળતા હતા

૫—આખા માસના, આ બધળી નોકરી માટે, બે રૂપીઆનો પગાર મળતા હતા

### ગવરીશંકરે મારૂં વરતેલુ ભવીશ

૮—આ પેહલી નોકરી મુબારક આપાગ ખુદાનુ નામ લઈ પાણાચંદ શેઠને પગે લાગી, તેવનના ફરમાનને માથા ઉપર ઉઠાવવા તુરતજ તૈયાર થઈ ગયા જે ફરમાવે તે કરવા તતપર રહેતે જે કાં ન રાજી હા કરતા અને શેઠના મનને જીતી લેવાનો એના કરતા બીજા ઈલાજ હતાજ નહી તે વખતજ એવો હતો, કે નોકરો ધણીની સચ્ચાઈથી ફરમાબરદારી કરતા ઘણુ નેક થયુ કે તે જમાનામા મે જન્મ લીધો હતો. જો આજના નુઠાઈથી ભરેલા જમાનામા મે જન્મ લીધો હતે, તો આજના જેવા કેટલાક ઉછાછલા જવાનો, જેઓ પોતાના શેઠના નોકર હોવા છતા, શેઠના શેઠ બનવા જેવુ ડોલ ઘાલે છે. તેના જેવી જો ચાલ સેવક ચલાવતે તો કોણ જાણે મારૂ શુ થતે?

એમ કરતા થોડીક મુદત પસાર થઈ, અને દસરાના દીવસો આવી લાગ્યા. મેહુતાજી ગવરીશંકરે મને પોતાને ત્યા દસરાના દીવસ ઉપર ખાવા બોલાવ્યો. મારા ગુરૂના ઈજનને માન આપી હુ તેમને ત્યા તુરતજ ગયો તેવણે મારૂં મોહું મોહાડુ કરાવ્યા પછી, મારો હાથ જોવા ખુબ બારીકીથી મારા હાથનુ અવલોકન કરી, ગવરીશંકર બોલ્યા પોરીયા તુ મેહનતુ છે તારૂં નસીબ ઘણુ જોરાવર છે. જેવી મેહનત તુ નવસારીમા કરેછે તેવી જો તુ મુંબઇ દેશમા મેહેનત કરે, તો તારા જેવો આદમી પોતાની માતા, ભાઈ અને બેહેનનુ કલીઆણ કરે અને બીજાઓનુ પણ ભલુ કરે. તુ લખક્ષાપતી થાવાનો તુ નાચાર બેચાર ગરીબોની મદદે પોહુચવાનો તથા છુપી સખાવતો પણ કરવાનો. દુખો ઘણા જોશે, પણ સુખો વધારે ભોગવશે. કરમમા બે બાઈડી છે બીજી બાઈડી ઘણી ધરમાતુ ઘણી ભાએગવંત થશે. તને સુખ આપશે."

### મારા મનમાં રમી રહેલું મુબઇ.

૯—ગવરીશંકર મેહતાએ એક વખત ભવીશ વરતીયુ, એટલે આપણા મનમાં તે વાત ઠસી ગઈ. મુબઈનું નામ સાભળતાજ મારા દીલમા એક જાતની

વીજળી ફરી વળી, અને મુંબઇ, મુંબઈ, અને મુંબઈ, મનમા દર પળે રમી રેહેવા લાગ્યુ. મુંબઈ જવા આગમજ મુબઇ મારા દીલમાં રમી રહયું, અને નજરે પણ મુંબઇ અને મુબઇ દેખાવા લાગ્યુ. ગવરીશંકરના બોલો ઘરે જતાંજ મારાં માતાજીને મે હરખભેર જણાવી દીધા, અને કોઈબી રીતે હવે મારે મુંબઇ જવું એવો મારો વીચાર મારા માતાજીને મે જણાવ્યો.

પણ આણી મેર મારા માતાજી હતા. તેવને બે ચાર આડા તીડા બોલો કેહી મને ઝટકાટી કાહાડયો અને ગરીબ બીચારો ગવરીશંકર!

તેવને તેને પણ પાચ દસ સાલપામરી ઓઢાડી તે તો જુદી. ગવરીશંકર મેહતાને બોલાવી ખખડાવી કાહાડી કેહયું, ફરીથી મુંબઇ જવાની વાત મારા છોકરા આગળ કાહાડવી નહી.

રફીક દાનેશમદ, મારી જીદગીની કાહાણીના બેસુમાર બનાવોનો જો બારીક હેવાલ લખવા બેસુ, તો તે બહુ લબાન થાય પણ તેમ કરતાં દફ્તર દલદાર બને ને વાચનારને મજાહ જેવુ કાઈ નહી પડે એટલે ટુંકમાંજ જણાવવાની જરૂર સમજુ છુ, કે હું જ્યારે મુબઈ ગયો ત્યારે, પરણીને ગયો હતો. ઢીંગલાં ઢીંગલીના લગનના તે જમાનો હોવાથી, મારા લગન તે રીત પ્રમાણે થયા હતાં, પણ હમો બને ધણી ધણીઆણી ઘણાજ સુખ ચેનમા રેહેતાં હતા. એઓથી

મને અગીયાર છોકરાં થયાં હતાં.

૧૦–પણ તે પેદા કરનારની મરજીના હુકમ પ્રમાણે તેઓ ગુજર પામ્યા હતા તે માહેલી એક છોકરી પેટે એક દીકરો આજે છવીસ વરસની આસપાસનો છે જે ગલાસ્ગો (ઇગલાડ) જઈ એનજીનીયર થઈ આવ્યો છે. મારાં મરહુમ ધણીઆણીના પેટના એક બીજો દીકરો રૂસતમજી નામે હાલ છે એ દીકરાને પેટે બે છોકરી અને એક છોકરો પેદા થયા પછી તેના ધણીયાણી જે બેહેસ્તનશીન થયા છે, તે બાઈ, મરહુમ શેઠ કુવરજી ડોસાભાઇ જસાવાલાના દીકરી (શીરીનબાઈ) થતા હતા

મારી ઓલાદની ટુંક નોધ ટપકાવવાની મને જરૂર એટલા માટેજ પડી છે, કે મારી જીંદગીના બનાવોમા મારા રોશન ચેરાગની ગણતરી થવી જોઇએ. એમ હું માનું છુ.

## નવસારીથી મુંબઈની મારી સફર.

૧૧–પણ મારા ભેજામાતો બસ મુંબઈજ રમી રહયું હતું. આખો દાહડો અને રાત બસ મુંબઈ, અને મુંબઇનોજ ખ્યાલ મને આવ્યા કરતો હતો. રાતનાં મુંબઈ, દીસનાં મુંબઇ, સવારના મુંબઇ, સાજના મુંબઈ, કદમ કદમ પર બસ મુંબઇજ મારે હૈયે ચહડી આવતું હતુ. ફરી મેં ગવરીશંકરની સલાહ લીધી, અને કોઈબી રીતે મુંબઈ જઈ મને મારૂં કીસમત અજમાવું જોઇએ એવી મારી ઉલટ અને અરમાનને પાર પાડવાનો કાંઈક રસ્તો બતાવવાની મેં તેને અરજ કીધી.

વાચનાર રફીક, તે વખતે મુંબઈ અને સુરત વચે કાંઈ રેલગાડી નહી હતી. તે વખતની મુસાફરી પગ રસ્તે અને બેલનાં ગાડામાં થતી હતી. ગાડામાં મુસાફરી કરવાનો ખરચ, માણસ દીઠ પાચથી સાત રૂપીઆ થતો હતો. અને એક આખું ગાડું ૪૦) થી ૫૦) રૂપીએ મુંબઈની સેહેલ કરવા માટે મળતું હતું. એમ હોવાથી પાંચ છ જના મુંબઇની મુસાફરી કરવા ભેગા મળી કરતા હતા.

મારી લાંબી શમજાવટથી અને ગવરીશંકરની લાંબી ભલામણથી અંતે મારાં માતાજી લાચારોએ મને મુંબઇ મોકળવા કબુલ થયા.

મારા મેહેતાજીએ નવસારીથી મુંબઈ જનારાઓની તલાસ કરવા માંડી, અને તેવને મુંબઇ જનારાં બે ત્રણ ભલા આદમીઓને મેળવી, તેમની શાથે મને મોકળવાની તજવીજ કીધી. તે આસામીઓએ પોતાના સાથી તરીકે મને લેઈ જવા કબુલ્યું, અને મારૂં મુંબઈ જવાનુ નકી થયું. મારા જવાની ખબર શાંભલી મારાં મહરૂમ માતાજી ઘણાજ રડમસ થયા, અને મને મારો વીચાર ફેરવવાની તેવને ઘણીં આજુજી કરી, પણ મારી. શરજત જુદીજ હતી. બેહદ દલગીરી વચ્ચે મારી મુસાફરીની સામગ્રી તૈયાર કરવા મારા માતાજીએ તજવીજ કીધી. ત્રણ દીવસ વેર તેવને આખપાણી ભરીયા કીધા. અંતે મુંબઇની મુસાફરીએ ઉપડવાનો દીવસ આવી લાગ્યો. મારા માતાજીએ રડતી આખે મને પેટમાં દાબી રૂપીઆ પાચ મને પેહેરામણી આપી મેં કરકસરથી ભેગા કરેલા રૂપીઆ હુડી જે મેં મારી પાસે સાતી રાખ્યા હતા, તે, અને મારા મેહુતાજી ગવરીશકરે મને પેહેરામની તરીકે રૂ. ૧) નો ચાદલો કીધો, તે, એ સગળું મળી મુબઈ જતી વખતે મારી પાસે મારી તમામ માયા પુંજી રૂ ૮ા।) ની હતી.

અને હમો સગળા નવસારીથી મુબઇ જવા નીકળ્યા રસ્તામા ખાતાપીતા અને આસાએસ લેતા, રસ્તામા થોબતા બરોબર નવસારીથી નીકળેલા અગીયાર દીવસે હમો સગળા મુંબઈ આવી પોહોચ્યા. મારી મુસાફરીનાં સાથીઓ મુંબઈ પુગતાંજ સરવે પોતપોતાને મકાને સીધારીયા અને મને મારાં ધરમ ફુઇને ઘરે પુગાડયો. તે વખતે મુંબઈના કોટમા માકા તબાકની પોલમા મારા ધરમ ફુઇ રેહેતાં હતાં. તેવન જનદરાલનાં કુવરબાઇજીને નામે ઓલખાતા હતા. તેવને મને જોતાંજ પેટમાં ચાપી હેત કીધું, અને પોતાના દીકરા સમાન વાહાલથી તેવન મારી પરવરી કરવા લાગ્યા, અને હાલને કાજ હું મુંબઇમા એ રીતે ઠરીઠામ થઇ મુંબઈવાસી બન્યો. મુંબઈ આવતાંજ મેં મારા માતાજી ઉપર કાગલ લખ્યું. તે લખતાંજ મને તેમની યાદ હૈડે ચહડવાથી હું રડવા લાગ્યો. કેમકે તેમની ગરીબી અને મુફલેસીનો મને તે વખતે વીચાર આવ્યો. તેઓ સગળા શુ કરતા હશે ? તેમનો સંસાર કેમ ચાલતો હશે ? નવસારીમા તેમનુ ગુજરાન કેવી રીતે ચાલતું હશે ? એ સગળાંનો મને ખ્યાલ આવતાજ મારૂં દીલ અંદરખાનેથી ફાટફાટ થવા લાગ્યું. મારાં ફુઇજીમાયની પાસે મેં મારાં માતાજી, અને મમાઈ બપાઇની ગરીબીનાં દુઃખ વીગત વારે દરશાવી, મારા નાહુના ભાઈ બેહેનની તરફથી તેમની

મુફલેસીની તમામ હકીકત જાહેર કીધી. મારે મોહોડેથી હમારાં દુઃખી સંસારની હકીકત સાંભલી મારાં ફુઇજી કુવરબાઇજીએ રૂપીઆ પચાસ રોકડા, અને કાંઇ કપડા ચપડાં તેઓ માટે નવસારી મોકલાવ્યાં, અને મને સ્કુલે મુકયો.

## ચર અને પવનચક્કીની લાગેલી લેહેર.

૧૨–પણ મુંબઈની મજાહ આગળ શીખવા ભણવાની મજાહ મને બીલકુલ ગમી નહી. સ્કુલ જવાને બદલે ઘરમાથી નીકળી છોકરાઓ સાથે બહાર ભટકવા લાગ્યો. તે વખતે પેલી મુંબઈની વખણાયલી ચર, અને દરીઆ કીનારો, તથા પેલી 'પવનચક્કી' એ સગળું મારી બચગીની મસ્તી અને મજાહનાં મુળ શાંધન થઇ પડયા.

સ્કુલના છોકરાઓની કુસંગતમા શીખવાનુ પડતું મેલાયું. ઘેરમાંથી ઇસ્કોલને બાહાને નીકળી સોબતીઓ સાથે પવન ચક્કી અને ચર તરફ આખો વખત ભટકીયા કરવાની લાલચ હુ અટકાવી શકયો નહી

સ્કુલ ઉપર પાણી, અને શીખવા ઉપર એ રીતે ધાંકણુ વલ્યુ

ગરીબ મારા ફુઇજી. તેવનના ઉદાર દીલનો મે ઘણો ગેરલાભ લીધો. મારી આવી કીસમની ગેરવરતનુક જાણ્યા છતા તેવને એકબી દીવસ મને જરાબી ઠપકો આપ્યો નહી, કે જરાબી મને ધમકાવ્યો નહી. કેવા માયાલુ મારા ફુઇમાય ? એવન કાંઇ મારા ખરા ફુઈ ન હતા એવન મારા બાવાની સાથે જાણુ પીછાન ધરાવતા હતા.

ખુદા તેવનના રૂહુંને બેહેસ્ત બક્ષે

## સરજત ચહડેછે કે પડેછે.

૧૩–ફુઇમાયે જોયુ, કે પોરીયો કાઈ શીખતો નથી, અને સ્કુલે જવાને બદલે દુકટાઓ સાથે રખડી પુરેપુરો બગડી જશે, માટે કાઇ બીજો ઇલાજ મને શીખવવાનો તેવન શોધવા લાગ્યા, કે કોઈબી રીતે હુ સ્કુલમા જઈ થોડું ઘણુ બી શીખુ. એવી મતલબથી કુવરબાઈ ફુઈએ મને મરહુમ બહમનજી નવરોજી ગનદેવીઆને ત્યાં તેવનનાં છોકરાં રમાડવા રખાવ્યો, કે હું એ બાહાને છોકરાંઓ શાથે સ્કુલમાં જતો થાઉ, અને કાંઇ પણ શીખું. પણ બંદાની સરજત જુદીજ હતી. કરમમા સરસ્વતી હતીજ નહી, તે સરવે હીકમતો ફોકટ ગેઇ, અને બંદા જેવાને તેવાજ રહયા. બચ્ચાં રમાડવાની નોકરીનો મને તે વખતે જરાબી ગમ નહી હતો, પણ વીચાર એટલોજ આવતો કે મારી સરજતનું ભવીશ કેવું લખ્યુ હશે મારા મરહુમ બાવાના જાણુ પીછાંનવાલા મને રૂપીઆની રકમ આપતા, તે હું નવસારી માતાજી પર મોકલતો હતો.

## નવી સોબતની નવી અસર.

૧૪–પણ સોબત તેવી અસર, એ કેહતી ખોટી નથી. મુંબઈમાં હું જેમ જેમ રેહતો ગયો, તેમ તેમ મારી ઓલખાન પીછાન મારી પંકતીના જેવાઓ સાથે મને વધતી ગઇ. રફતે રફતે એક એક નવું ઢટીંગ મારે હાથ લાગતું ગયું.

નોકરી ધંધા કે શીખવા ભણવાનું બાજુએ રહ્યું, અને મારાં ભેજામાં કાંઈ એવું વાહારૂં આવ્યું કે હવે મારે તાલીમબાજ બનવું. આ વાહારૂં ભેજામાં ભરાવાનીજ ખોટી હતી કે શું? બસ મારો વીચાર થયો એટલે તે અમલમાં મુકાવોજ જોઇયે એવી મારી ખાસીએત હતી. તાલીમબાજોમા નામ ખપાવવા અને પેહેલવાનગીરી કરવાની ઉલટ દીન જતે વધતીજ ગેઈ. કોઇ રોકનાર કે કોઈ ટોકનાર હતું નહી? અને હોય તે કયાંથી? સરજત ન્યારી અને બીલકુલ નીરાળી હતી.

## સેવક દાદા-કુપરનો સાગરીદ બન્યો.

૧૫—ઓ મારા તે વખતના સોબતીઓ, બાપાસોલા અને માણેકજી નોરીયા, તમે આજે કયાં હશો? તમે ખુદા જાણે મને યાદ કરતા હશો કે નહી. પણ હુ તો મારી જીંદગીની નોધ લખતા તનેમુ યાદ કરૂ છું, કે તમારી અને તમારા લાડકવાયા છોકરાઓ સાથે આપણ સગળા કેવા પેલા આપણાં ઉસ્તાદ દાદા કુપરના સાગરીદ થઇ તાલીમ લેતા હતા આપણુ કેવા કુસ્તી ખેલતા અને કેવા જોર કાંહાડતા હતા?

પણ કુઈજી કુવરબાઈજીના ભેજામા આ મારો નવો સાહાસ ઉતરયો નહી હું તાલીમબાજ બનું અને પેહેલવાન બનુ, અને પેહેલવાનમા ખપુ, તે તેવનને ગમ્યું નહી. હવે તેવન જરા જરા મારાથી કટાલવા લાગ્યા. તેવને જોયું કે મુંબઈમા આવ્યા પછી મારી આગળી હાલતમા જરાએ ફેરફાર થવાને બદલે ઉલટો હુ જુદેજ રસ્તે ઉતરી પડતો જાઉછુ, એટલે તેવને વળી મારે માટે એક નવી યોજના રચી. કોઈબી રીતે હુ કુસગતમાથી મોકલો થાવુ, એવું ધારી તેવણે મને મરહુમ શેઠ બનાજી મેહરવાનજી ફલાપાલનનાને ઘેર નોકરી રખાવ્યો જે મરહુમનો ફોટો પાસેના પાણેજ જોશો

આ મારા કુઇજીની હીકમતનુ છટકુ બંધબેસ્તુ થઇ પડયુ. મુબઈમા નવી નોકરીએ હું જવા લાગ્યો અને એ નોકરીને લીધે મારી જુવાનીની મસ્તી અને તુફાન શાથ મને મારી કુસ્તીની તાલીમ પણ છોડવી પડી ફુઇમાય સમજયા કે હવે આપણુ ઠેકાંને લાગશું, કેમકે તેવને મને સુધારવા માટે યોજેલુ છટકું હાલને કાજ ફતેહમંદ નીવડયુ હતું

પણ આ સઘળો વખત મારા મરહુમ ફુઈજી મારી ઉપર બએ તરફથી મેહરબાનીનો વરસાદ વરસાવતા હતા. તેમની એ મેહરબાની કદીબી મારાથી ભુલાએ એમ નથી ફુઈમાય કેવા દયાળુ?

મુગેમોહોડે તેવન એક તરફ મારી મસ્તી તુફાન ઉપર આખ વીચામણા કરી, મને પોતાને પાલીપોસી મારૂ ભવીશ સુધારવા ખતી થઇ અનેક તજવીજો કરતા, તેમજ બીજી તરફથી નવસારીમા વસ્તા મારા ગરીબ માતાજી મમાઇ બપાઇ અને ભાઈ બેહેન પોતાનો સસાર કેવી રીતે ચલાવતા હશે, અને મારી તરફથી તે લોક શુ શું આશા રાખતા હશે તે વાત ધ્યાનમા બીચારા ફુઈમાય મારે પોતાને નામે દર મહીને મારા માતાજી ઉપર કાઇને કાઇ ખરચ માટે મોકલી દીલાસો દેતાં હતા, આ તેમની મેહરબાની બેશક પાર વીનાની હતી આજે એવા



શેઠજી બનાજી મેહેરવાનજી ફુલાપાલનના.

પુઇમાય પોતાનાં પણ થતાં નથી, પણ એ આગલા જમાનાનાં નરનારીઓમાં એ એક ખરો વફાદારી અને ભલાઇનો ગુણ રહેતો હતો. એ આ મારા ખરા બનેલા બનાવ ઉપરથી મારા મીત્રો તમો જોઈ શકશો.

### બંદાની સરજતનું પેહેલું પગલું.

ફલાપાહાલનનાં કુટુંબમાં સરવે સાથે મને ભારે પ્રેમ પ્રીતથી રેહેવાનું બન્યું હતું. શેઠ બનાજીને કરાચીમાં જાહાંગીરજી એન્ડ કંપનીને નામે જણાયલી જાણીતી પેહેડીમા મેનેજર તરીકે નોકરી મળવાથી બનાજી શેઠ મને પોતાની સાથે કરાંચી લેઈ જવા તૈયાર થયા. મને પુછતાંજ હું કુદકો મારી સાથે ચાલ્યો અને તેવન સાથે કરાચી આવી પુગ્યો.

### મેસર્સ જેહાંગીરજી એન્ડ કાં૦

૧૬–મજકુર જેહાંગીરજીની કંપનીવાલાઓ તે વખતે પંજાબ અને સાંધમાં મોટા પાયા ઉપર પોતાનો ધંધો અને વેપાર ચલાવતા હતા. એ સબબને લીધે તેઓ આખા સીંધ પંજાબમા શાહાવેપારી તરીકે મશહુર થયા હતા.

પંજાબમા જુદાં જુદા શેહેરોમાં તેઓની દુકાનો ધમધુકાર ચાલતી હતી. જેહાંગીરજીની કંપની શેઠ જેહાગીરજી નસરવાનજી જસાવાલા અને બીજા ભાગીદારોની બનેલી હતી. એ કંપનીની કરાચી ખાતેની ગંજાવર દુકાનમાં, મારા શેઠ બનાજી મેનેજર તરીકે નેમાઇને મુબઇથી કરાચી સીધાર્યાં હતા, અને તેવનની સાથે તેવનના ખાસ મદદગાર તરીકે હું પણ ગયો હતો. મુંબઈથી ઉપડતી વેળા કરાંચી આવતાં દરીયામાં ભારે તોફાંનથી સ્ટીમર ડુબવાની અણી ઉપર હતી, જેથી સરવે પોતાના જાનોની સલામતી છોડી બેઠાં હતા. લેકીન ખોદા રાખે તેને કોઇબી નહી મારે તેમ સલામત કરાંચી આવી પુગ્યા.

### મારી જીંદગીની હાલતમાં પેહેલો સુધારો અને વધારો.

૧૭–કરાંચીની દુકાનના માલેક મરહુમ શેઠ રતનજી જમશેદજી જસાવાલા હતા. તેવન ઘણાજ દયાલુ અને આદમીની કદરસનાસીના કરનાર હતા. કરાંચી ગયો પછી મારી ધાધલ ધરપચ અને કામકાજ કરવાની મારી ઉલટ અને કાળજી જોઈ, મરહુમ શેઠ રતનજી જસાવાલાએ મને પોતાની ખાસ નોકરીમાં લઈ લીધો. મારી ભારે દલગીરી અને ઉદાસી વચે મને મારા આગળા શેઠ બનાજીથી છુટું પડવું પડયું. બનાજી શેઠ પોતે પણ કરાંચીમાં લાંબો વખત રહી શકયા નહી. તેવનની તબીએત ઘણી લથડી ગઈ, કેમકે કરાંચીની આબો હવા તેવનને બરોબર માફક આવી નહી. તેવનની તબીએત નાદરૂસ્ત ચાલવા લાગી, અને અંતે જ્યારે તેવન ઘણાજ બીમાર પડી ગયા, ત્યારે તેવન લાચારીએ કરાંચી છોડી પાછા મુંબઈ જવા ઉપડી ગયા, અને જતી વખતે મને રતનજી શેઠની નોકરીમાં સપુરદ કરી સીધાર્યા. મારી નોકરીની કદર આવી રીતે રતનજી શેઠને બુજતાં જોઈ મને કાંઈ નવી ઉલટ અને નવું જોમ મારી જીંદગીમાં આવતું જણાયું. કેમકે હું નવસારીથી ઘણો લાંબે જઇ પહચો હતો, અને મારાં

વાહાલાંઓને એકદમ મળવા ભેટવાની મારી ઉલટ અને આસા આજને કાલ મને એકદમ છોહડવી પડી હતી. કેમકે એ બે દેશ વચ્ચે લાંબો છેટો હતો.

## ઇંગ્રેજી અભ્યાસ કરવાની ઉલટ થઈ.

૧૮–મને હવે ખુદરતી બસારત થવા લાગી, અને લાગ્યું કે મારૂં ભવીશ હવે મારે સુધારવું જોઇયે, અને મારા ભવીશને સુધારવા માટે મને હવે કાંઇકિ તજવીજ કરવી જોઇયે. હવે મને મારી બચગીમાં ગુમાવેલો કીમતી વખત અને મસ્તી તોફાનમાં ગુજારેલા દીવસો માટે કાંઈ થોડો થોડો પસ્તાવો અને વીલાપ થવા લાગ્યો. આહા! જો તે વખતે મને આજનાં જેવી મતી સુજ પડી હતે, જો તે વખતે મને આજના જેવી કુદરતી બસારત થઇ હતે તો, આજે હું મારા પગ ઉપર ઘણો નહી પણ થોડોબી ટટાર ઉભો રહી શકયો હતે. ખરી વાત છે કે આદમીને પસ્તાવો હમેશા મોડેથીજ થાય છે. શરૂઆતમાં જો પસ્તાવો આદમીને થતો હતે, તો દુ:ખ શેનું હોતે?

એ પસ્તાવાની શરૂઆત થતાંજ મારી આખો ઉઘડી ગઇ, અને મને લાગ્યું કે મારે હવે કાંઇકિ ઇંગ્રેજી અભ્યાસ કરવાની તજવીજ કરવી જોઇયે. અસલ ઢપનુ ગુજરાતી લખના તો મને મારા નવસારીના મેહેતાજી ગવરીશંકરે શીખવ્યું તો હતું, પણ ઇંગ્રેજી જેવુ મને બીલકુલ આવડતું નહી હતુ દુકાનદારીના વહીવટમા રોજ ઇંગ્રેજીની જરૂર પડતી હતી. મેં જોયુ કે ઇંગ્રેજી ભાગુ તુટું પણ જાણવું જોઇયે, અને તે ભણ્યા વગર આપણું ગાડું ગબડવુ કેવળ મુશ્કેલ થઇ પડશે. એવો વીચાર નકી કરી ઇંગ્રેજીનો અભ્યાસ શરૂ કરવા, એ બી સી ભણવા બંદાએ પેહેલવેહેલી શરૂઆત કરવા માડી. આખો દીવસ મેહનત અને કામમા રોકાતો હતો. રાત્રે બે વાગે ગઉમુત દીલે ચોપડી, પાણીથી અગોળ કરી ખોદાની બંદગીનો મહાવરો મેં જારી રાખેલો હતો. ગમે તેવી ઠંડી કે ગરમી હોય તો પણ બંદગી કરવી.

## મુશ્કેલીમાં પણ હું મારા ખુદાને ભુલ્યો નહી હતો.

૧૯–પણ રફીક બીરાદર, એક વાત હું તુને કેહેતા ભુલી ગયો, કે આ મારી જીંદગીની સઘળી જેહેમતો અને સંતાપ વચે હું મારા ધરમ અને ખુદાને જરાબી ભુલ્યો નહી હતો. હર પળ હું તેને યાદ કરતો હતો, અને દરરોજ હું મારી બંદગી વખતોવખતની ચાલુ રાખતો હતો. ખાસ કરી કરાંચી આવ્યા પછી મારી એ આદત નીયમીત થઈ પડી હતી. રાતના મોડી રાતે હું અંગોળ કરી, સુખડ લોબાંન આતશ ઉપર મુકી હું મારી મુનાજાત અદા કરતો હતો. બીમાર હોવું કે સાજો, દુઃખી હોઉ કે સુખી, પણ બંદગી અને ખુદાની યાદ તો હું મનમાં ચાલુજ રાખતો હતો.

## બંદાની ફેરવાયલી સરજત. સાધારણ નોકર ઉપરથી નવો ઓધેદાર. કરાંચીથી મુલતાન.

૨૦–હુ એવું ધારૂંછું કે, મારી આજની સુખી હાલત મારી ભકતીભાવનું પરીણામ છે, કેમકે મારી જીંદગીના જવાંનીનાં દીવસોમા મારી મસ્તી ધીંગાનાંની મોસમ



શેઠ નશરવાનજી એદલજી બેકવાલા.

છતાં, મારા પેદા કરનારની ચાલુ ઈબાદત કરવાનો વખત જરાબી હું ચુકતો હતો નહી. તેજ અંતે મને આજે યારી આપેછે. મારા શેઠ બનાજી મને કરાંચીમાં છોડી મુંબઈ સીધાર્યા, અને હું કરાચીમાં જાંહાગીરજી શેઠની નોકરીમાં રોકાયો. એટલામાં પેશાવર ખાતેની પેહેડીના મેનેજરના ઓધા ઉપર જવા સારૂં નવા મેનેજર મુંબઈથી કરાચી આવી લાગ્યા. તેવનનું મુબારક નામ નસરવાનજી એદલજી બેંકવાલા હતું. તેવન એકલા નહી હતા, પણ તેવનની સાથે તેવનનું કુટુંબ પણ પેશાવર તરફ જવાનુ હોવાથી, તેઓ સરવે મુંબઈથી નીકળેલા હતાં. મારા નસીબનું ચક્કર એક વખત ફરવા માડયું. પેશાવરની નવી પેહેડીના મેનેજર ભાઈ નસરવાનજી બેંકવાલા સાથે પેશાવર જવાનો મને કરાચીથી હુકમ મલ્યો, અને હવે મારી સરજત કરાંચીથી ઉપડી પેશાવર જવાની થઇ. આખરે એક દીવસે ભાઈ નસરવાનજી બેંકવાલા અને તેવનના કુટુંબ સાથે કરાંચીથી ઉપડી, મુલતાનની સફર શરૂ કરવા હું પણ ઉપડી ગયો. શેઠ નસરવાનજીનો ફોટો પાસેના પાણા ઉપર આપેલો છે.

હમારી મુલતાન તરફની કુચ એકત્રીસ દીવસ ચાલુ રહી હતી એ એકત્રીસ દીવસની મુસાફરી હમો વાહાન મારફતે કરી, અંતે મુલતાન પુગ્યા. મુરબીને જણાવવાની હવે જરૂર છે, કે બંદાની સરજત મુલતાનમા ફેરવાઇ ગઈ. કેમકે હવે હું સાધારણ નોકરના દરજ્જા ઉપરથી વધી મુલતાનમાં એક ખાસ નવા ઓધા ઉપર નેમાયો હતો. મારો નવો ઓધો બેશક મને ખુસી કરવા પુરતો હતો. મુલતાનની દુકાનમા એક ગોડાઉન કીપરની જગા ખાલી પડેલી હતી. એ જગા ઉપર મુલતાનમા મારી નેમણુક નસરવાનજી ભાઈએ કીધી. હું હવે મુલતાનમા મારા નવા ઓધાનો વહીવટ તપાસી, મારી અક્કલ પસંદ કામ કરવા લાગ્યો, અને નસરવાનજી ભાઇ મને મુલતાનમા મુકી પોતે પેશાવર તરફ ઉપડી ગયા.

## મુલતાનથી પેશાવર.

હું ધારતો હતો શું, અને થઇ ગયુ શું. કરાંચીથી હું જ્યારે ઉપડયો ત્યારે હું ધારતો હતો, કે ભાઈ નસરવાનજી સાથે મને પેશાવર જવું પડશે. પેશાવર માટે કરાચીમા બહુ બહુ વખાણ સાંભલેલી, તેથી મારી મુરાદ પેશાવર જવા તલપી રહેલી. નસરવાનજી શેઠના હાથ હેઠળ કામ કરવાની મારી ઘણી મરજી હતી, પણ સરજત જુદીજ હતી. પેશાવર જવાનુ મારાં નસીબમાં નહી હશે, એટલે અચાનક મુલતાનમાંજ મને રેહેવું પડયું. પણ સધીયારો મને એટલોજ હતો, કે મુલતાન મને કાંઇ કાયમ રેહેવું પડશે નહી, એમ મને જણાવવામા આવ્યું હતું. મુલતાન ખાતેનાં જુના ગોડાઉન કીપરની જગા ઉપર મને ફકત કામ ચલાવવાને નેમ્યો હતો, અને જુના ગોડાઉન કીપર પાછા ફરતાંજ મને પેશાવર મોકલવાની આશા આપવામાં આવી હતી.

અને અંતે મારી તે ઉલટ એક દીવસે પાર પડી. મુલતાન ખાતેના જુના ગોડાઉન કીપર અંતે એક દીવસે આવી પુગ્યા, અને તેવને પોતાના ઓધાનો ચાજ

મારી પાસેથી તપાસી લીધો, એટલે પેશાવર જવાનો મારો દીવસ આવી પુગ્યો. પેશાવર જવાની સઘળી તૈયારી મેં કીધી, અને અંતે એક દાહાડો પેશાવર જવા મુલતાનથી ઉપડી હું રાવલપીંડી જઈ પુગ્યો.

રાવલપીંડીથી પેશાવર તરફ નીકળી ગયો. પેશાવરમાં, મરહુમ ભાઈ નસરવાનજીની સાથ દીનપર દીન એખલાસ વધતો ગયો, અને અરસપરસ જેમ જેમ હું તેવન સાથ સંબંધમા વધારેને વધારે આવતો ગયો, તેમ તેમ તેવનનો પ્યાર અને હેત હું વધારેને વધારે મેળવતો ગયો. જેટલો તેવનનો પ્યાર મેળવવાને હું નસીબવાન થયો હતો, તેટલોજ હું તેવનનો વીસવાસ પણ મેળવી શકયો હતો. મારો પગાર પણ તેજ પ્રમાણે વધતો ગયો હતો. શરૂઆતમા મારો પગાર રૂ. ૧૫) થી ચાલુ થયો હતો, અને પાછલથી મારી હુશીયારી અને દયાનતદારી જોઇને મારા શેઠીઆઓએ થોડાક વખતમાજ તુરતજ તેમા વધારો કરી રૂ. ૨૦) કીધા હતા, અને તે પછી રૂ. ૨૫) ઉપર મને લાવી મુકયો હતો. તે વખત સુખાકારીનો હતો. અનાજપાણી સસતા હતા. મારો પગાર અને મને મળતી બખક્ષીસોમાથી બે ચાર રૂપીઆ મારી પાસે રાખી હું બાકીના મારા માતાજીને નવસારી મોકળતો હતો.

### મરી હીલ જવાનો હોકમ-નવી જગાની સરજત.

૨૨–એવી રીતે પેશાવરમા નોકરી કરી કાઇકિ વેપાર ધંધાને બરની માહીતી મેળવી, આ ખાકસાર બ દો ધીમે પણ સાબુત કદમે દુનીયામાં આગળ વધતો હતો. એવામાં મુંબઈથી વડા શેઠીયાઓનો એવો હુકમ પેશાવર ખાતે લખાઇ આવ્યો, કે મરી હીલ ખાતે એક નવી દુકાન ઉઘાડવી. આ નવા હોકમ પ્રમાણે મેનેજર સાહેબ નસરવાનજી બેંકવાલાએ, મને તથા મરહુમ એદલજી રૂશતમજી પારખ ( કે જેઓનું નામ આજ દીન સુધી લખનોર શેહેરમા જાણીતું છે તેવન )ને સાથે લીધા. ભાઈ એદલજી પારખની સાથે એ વખતે મને ઘણી ઘાડી દોસ્તી થઇ હતી, એટલે તેવન સાથ મને આ મુશકીલ મંજલ રાહાત સમાન થઈ પડી હતી. પેશાવરથી મરી હીલ તરફ હમારી નવી કુચ એક દાહાડે શરૂ થઇ. સેવકની ખુશાલીનો એ વખતે પાર હતો નહી, કેમકે એ વખતે મારો પગાર રૂ. ૨૫ ) ઉપરથી વધી રૂ. ૩૫ ) નો થયો હતો, અને મારા મીત્ર ભાઇ એદલજીનો પગાર રૂ. ૨૦) ઉપરથી વધી રૂ. ૨૫) નો થયો હતો.

એવી રીતે ધીમે ધીમે બંદાની સરજત આપ બળે અને આપ હીંમતે વધતી જવા લાગી. ધણીઓની નોકરી વફાદારી અને ઇમાનદારીથી કરી ને લોકના તરફથી જસ અને વાહાલ મેળવતો ગયો, અને તેનાં પ્રમાણુમાં પણ વધારો થતો ગયો, અને સંતોશી દીલે એ સરવે સુખ ભોગવતો ગયો.

નોકરી એવા ધણીઓની મારે કરવી હતી, કે જેઓની દુકાન હીંદુસ્તાનમાં ચો તરફ ધમધુકાર ચાલતી હતી. મરી હીલમાં બે સીઝન કામ કીધા પછી મને પાછું પેશાવર જવું પડયું, અને એટલી મુદતમાં દુકાનદારીનાં કામમાં, મેં સારી

જેવી રીતે માહીતગારી મેળવી હતી. વળી જવાનીના જોર સાથ ઉલટનો દોર, એટલે ભવીશની આસામા ભવીશને વધારવા માટે એવડું ઝેન મસ્તકમા જોર કરતું હતું, અને જેબી કામ હાથ ધરતો હતો, તે કામ સબુરી, સંતોશ અને ખંતીલાપણાથી સરંજામ ઉતારતો હતો.

### હમારા વડા મેનેજર શેઠ રતનજી નાનજીવાલા મોદીજી. તેવનનો સેવકે મેળવેલો ચાહા અને પ્રીત.

૨૩–પંજાબમાં આવેલી જુદી જુદી દુકાનોનો રાહાઘાટ અને વહીવટ તપાસવા માટે હુમારા માલેકોએ એક ઈન્સપેકતર નેમ્યા હતા. તેવનનુ મુબારક નામ શેઠ રતનજી નાનજીવાલા મોદીજી હતું. તેવન સાહેબ પેશાવરની દુકાનદારી અને વહીવટનો કારોબાર તપાસવા લાહોરથી પેશાવર એક દીવસ આવી લાગ્યા. એ વખતે તેવણની ખાતરદારી સેવકે બહુ લાયકી અને માન ભરીયા વીવેકથી બજાવી, જેથી તેવણ સાહેબે મને ખાનગીમા સમજાવ્યું કે હું જો લાહોર જાવું તો મારા માસીક પગારમાં રૂપીઆ પાંચનો તેવન મને વધારો કરી આપે. આ વાત મેં મારા મેહેરબાન મીત્ર શેઠ નસરવાનજી એકવાલાને જણાવી, તેવનનો વીચાર અને સલાહ લીધી. પણ નસરવાનજી શેઠને ગળે તે વાત ઉતરી નહી, કેમકે હુ જો પેશાવર છોડી જાવું, તો તેવનને મારા જેવા એક વીસવાસુ દોસ્તને ખોવો પડે એટલે નસરવાનજી ભાઈએ સુરતમાંજ મને લાહોર મોકલવાની ના પાડી મને સમજ આપી કે આવતી દીવાલી ઉપર રૂ ૪૦ ) કરાવીશ, અને પોતા પાસેથી રૂ ૫ ) આપીશ.

### વળી એક કદમ આગળ–સેવકને મેનેજર બનાવવાની 'ઑફર'

૨૪–પણ મારી સરજતમા જુદોજ સેરો મારેલો હતો, એટલે બનાવ જુદોજ બન્યો. મારો વીચાર લાહોર જવાનો મેં છોડી દીધો. પણ મારા વડા મેનેજરનો ડોળો મારી ધાધલ ધરપચમાં એટલો બધો તો ભરાઈ બેઠો હતો, કે તેવને મને લાહોર લઈ જવાનો પુરેપુરો અને પાકો ઠરાવ કીધો હતો. સેવટે મોદીજી શેઠે નસરવાનજી ભાઈને મોહોડે મોહોડું મળી મને લાહોર લઈ જવાની પોતાની ખાહેસ જણાવી, અને હું તેવનને કેવી રીતે કામનો થઈ પડીશ તે વીશે લંબાનથી મોદીજીએ નસરવાનજી શેઠની ખાત્રી કરી મને લાહોર મોકલી આપવા માટે નસરવાનજી પાસે અંકે કરાવી લીધું, અને તેબી ફકત એકજ વરસ માટે મને લાહોર મોકલી આપવાની ગોઠવણ કીધી. મરહુમ મીત્ર નસરવાનજીએ વડા મેનેજરના સખુનોને માથે ચઢાવી મને એક વરસ લાહોર જવાની રજા આપી. અને તે પ્રમાણે હું પેશાવરથી લાહોર આવી મારી નવી નોકરીના નવા માલેક અને નવા કારોબારની અંદર નવેસરથી નવા મુલકમાં ગુંટાઈ ગયો.

### મીયાનમીરમાં મલેલો સેવકને મેનેજરનો નવો ઓધો.

હવે આવા સંજોગ વચે બંદો એક ઉડતાં પંખી મીસાલ સરજતના લેખને આધીન થઇ એક જગાથી બીજી જગાએ ગોથા ઉડતો ફરતો હતો. મારા માલેકની

સોદાગીરી પંજાબમાં, એક નહી પણ અનેક મુલકોમાં ફેલાયલી હોવાથી, મામલો એવોતો વીચીત્ર મને હવે દેખાવા લાગ્યો, કે કોઇબી એક ગામમાં મારાથી જંપી બેસી નોકરી થશે એવું મને એક સ્વપનાં સમાન દેખાવા લાગ્યું. મુંબઇથી કરાંચી ગયો, ત્યારે મેં શું ધાર્યું હતું? કરાંચીથી કાંઈ અજાયબ સંજોગ મને એકદમ પેશાવર જવું પડયું, પણ મારગમા પેશાવરને બદલે મુલતાનમાં મુકામ કરવું પડયું. મુલ-તાનથી રાવલપીડી ગયો, ત્યાંથી પેશાવર અને પેશાવરથી મરી હીલ ગોયા પંખીની કાની ઉડતું ફરવું પડયું. હવે નસીબે લાવી લાહોરમાં વસાવ્યો, અને મીયાનમીરમાં હાલને કાજ મુકામ કરી, મેનેજર બની રહયો, અને પગાર પણ વધતો ચાલ્યો.

## એક નવા મીત્ર ભાઇ જમશેદજી ખુરશેદજી કોહોલા.

૨૬–મીયાનમીરમા મને એક નવી દોસ્તી થઈ. મીયાનમીરની દુકાનમાં એક ભાઈ જમશેદજી ખુરશેદજી કોહોલા નામના મેનેજર હતા, તેવન સાહેબ ઇંગ્રેજીમાં ખબ-રદાર અને જબરા બાહોશ દેખાતા હતા. તેવન ઇંગ્રેજી જાણુતા હોવાથી દુકાનમાં આવતા જતાઓ સાથે ઇંગ્રેજીમાં વાતચીત કરે, અને આપણને કાંઈ તેટલું ઠાકે નહી એટલે આપરૂ ગાડુ ગમે એટલી આપણી બાહોશી અને ધરપકડ અને ધાંધલ ધરપચ છતાં ચાલે નહી. તોપણ બંદો કાંઈ તેથી નારાજ કે નીરાસ થયો નહી. મીયાનમીરમા મોદીજી શેઠે મી૦ કોહોલાની સાથે મને પણ મેનેજર બનાવી તેવનની સાથે મળી કામ કરવા ફરમાવ્યુ. હવે હમો બંધેજનમાં

## જુદા જુદા ગુણો હતા.

૨૭–એટલે હમો બંધે જન એક એક બાબદમા, એક બીજાથી જુદાં પડતા હતા. હમારા જમશેદજી કોહોલા સરમાલ હતા, તથા પૈસાની સંભાલ કરનાર હતા. ઇંગ્રેજીમા ખબરદાર હતા, અને આપણને તેવનના જેટલું આવડે નહી, એટલે તેવન પોતાની હુશીયારી ઇંગ્રેજીમાં બોલી દેખાડતા, ત્યારે તમારો સેવક ગુજરાતી ચોપડા રાખવામાં, (બુક કીપીંગમા) તેમજ જુદી જુદી દુકાનોમાં લાંબો વખત કામ કીધેલું હોવાથી માલમતાનો ભાવતાલ, અને વેચાન કરવામા તેવનથી ચાર ચાસની વધારે હુશીયારી દેખાડતો હતો, એટલે હમો બંધે જન પોતપોતાનું કામ સફાઇ અને સવલતાથી

## એક બીજાના મારગમાં કોઇપણ રીતે આડા આવ્યા

૨૮–વગર કર્યા જતા હતા. મારા દાનેસમંદ રફીક, હીંઆ સુધી તો તમારા ખાકસાર બંદાએ પોતાની જીંદગીની વીપતી અને મુસીબતોનું બ્યાન સરાસર ટુકમાં લખી દરશાવ્યું છે. આ સફાના વાંચનારાઓ આગળ લંબાન કીધાથી મબાદા કોઈ કેહશે, કે એ સઘળાં સાથ હમુને શું લાગે વલગે? તેટલા વાસ્તેજ હવે હું લંબાન કરતો નથી. અહીંયા સુધી તો નસીબે સેવકને ઠીક યારી આપી હતી.

## ઇ૦ સ૦ ૧૮૫૭ ના બલવામાં સેવક પકડાઇ ગયો

૨૯–હતો તેની વીગત મારૂં જીગર ચાહે છે, કે મારાં વાંચકો આગળ હું રજુ કરૂં. પણ તેમ કરવામાં મને દરૂસ્ત લાગતું નથી. મજકુર બલવા દરમીયાન

ચોકસ સંજોગો વચે હું મારા શેઠોની નોકરી બજાવતાં, બીજાઓની સાથે પકડાઈ ગયો હતો.

પકડાઈ ગયા પછી હમુને તે બલવાના નેહુસ્ત દીવસો દરમીયાન અસંખ્ય મુસીબતો અને હાડમારી વેઠવી પડી હતી. દીવસો સુધી હમુને સુકી રોટી અને પાણી ઉપર રેહેવું પડયું હતું તેવા સંકટભર્યા સંજોગો વચે પણ હું મારા પેદા કરનારને યાદ કરી, મારા દુઃખી દીવસો આગળી ઉપર ગણુતો હતો.

મારે કેહેવું જોઈએ, અને હું આગળ પણ લખી ગયો છું કે, દુખમાં તેમજ સુખમાં જેઓ પોતાના પેદા કરનારને યાદ કરતાં રહેછે, તેઓજ તે દાદારની મેહેરબાનીને લાંયકના હોય છે. તે દાદાર પોતાના ભકતજનોને આ દુનીયાનો તેઓની મુશ્કેલીમા કદીપણ તેઓને ભુલતો નથી. કબીર વાજબી લખી ગયો છે કેઃ—

' સુખમે ભજે ન રાંમકો,<br>
દુખમે . ભજે હર કોય,<br>
જો સુખમે ભજે હર રાંમકો,<br>
તો દુખ કાહેકો હોય ? '

એ કેહેતી મુજબ મારા સુખમા તેમજ દુખમાં હું મારા દાદારની યાદ રાત દીન કરતો હતો.

### બુરૂ થાયછે તે સારાંને કાજે.

૩૦—હા, હું ૧૮૫૭ના બલવામાં પકડાઈ ગયો હતો. વડવાઓની એ કહેવત છે, કે ' બુરૂ થાય છે, તે સારાને કાજે.' તેમ હું બલવામા પકડાઈ ગયો તે મારાં કીસમતમાં કાંઇ સારૂં લખેલુ અને ભવીશમા કાઇ સારો ફેરફાર થવાનો સરજાયલો, તેથીજ પકડાઇ ગયો હોઉં. મને તો તેમજ લાગે છે, કેમકે એ બલવામા જો હું પકડાઈ જતે નહી, તો જે દુન્યાવરણુના નામીચા એક આદમી સાથ મને ઓલખાણ થઇ, અને તેની ચાહત મેં મેળવી તે હુ મેળવવા પામતે નહી. તે એવો તે કોણ નામીચો નર હતો તે વાત ઉપર હું હવે આવુંછું.

### હમારો છુટકારો કરનાર કહેવાતો રૂસતમ પહેલવાન.

૩૧—એ નામીચો પહેલવાન કોઈ નહી પણ આ જમાનાનો, ઓગનીસ સદીનો જગજાણીતો જેહાપહેલવાન રૂસતમ પહેલવાન હતો. એ જેહાંપહેલવાન રૂસતમ તે

### નામદાર લોરડ રોબર્ટ.

૩૨—પોતે હતો. બલવામાં હમો પકડાઈ ગયા પછી સંકટ અને મુસીબતો વચે ભુખે તરસે હમો હમારા દીવસો કહાડતા હતા, અને હમો સઘળા હમારી જીંદગીની ફીકરમો પડેલા હતા, તેવામાં એક દીવસે લોરડ રોબરટ પોતાના કુનેહબાજ લશકર સાથે ત્યાં આવી પુગ્યો, અને તેની બહાદુરીભરી કુનેહથી તે નામદારે

હમુને છુટકારો બક્ષ્યો. હમો સઘળા છુટા થયા. હમારો બચાવ થયો. લોરડ રોબર્ટ તે વખતે કેપટનના ઓધા ઉપર હતા. એ સઘળી બીના લંબાનથી લખવાની અંતરે હું જરૂર જોતો નથી પણ એક વાત ઉપર ખાસ ટચકો કીધા વગર ચાલતો નથી, કે એ વખતથીજ મને લૉર્ડ રોબર્ટ સાહેબની સાથે ઓલખાણ થવાનું માન મલ્યું હતું, અને પાછલથી હમો બંધે વચે ઓલખાણ એટલી બધી તો વધી ગઇ હતી, કે હમો બંધે વચે અરસપરસ અનેક વખત પત્ર વહેવાર પ્રીતભરી રીતે ચાલુ રહેતો હતો. તે પત્રોની નકળ આ અહેવાલની છેવટે આપેલા સફાઓ ઉપર વાચનારની જાણ માટે ઉતારી છે, વળી એવણનો ફોટો પાસેના પાણા ઉપર આપેલો છે.

## બાર વરસે નવસારી શહેરની યાદ હૈડે ચહડી. માતાજી યાદ આવ્યાં.

૩૩–ઉપલા બનાવ પ્રસંગે નવસારી શહેર અને મારા નેક માતાજી, તથા ભાઈ બેહનોને છોડયાને લગભગ બાર વરશ થઈ ચુકયા હતા તે સઘળા વહાલાંઓને છોડયાને આજે બરોબર બાર વરશ મને થયા હતા. તેઓને એક વખત પાછા મળવા, તે સઘળાને એક વખત પાછા નજરે જોવા, અને ગળે લગાડવા મારૂં હૈડુ કેવું તલપી રહ્યુ હતુ, તેની વાત તો મારા ખુદા સીવાય બીજુ કોણ જાણે? મારૂં વતન મારે હૈડે ચડી આવ્યું? તેને જોવા મારૂ દીલ કેવુ તતપર થઇ રહ્યુ? પણ લાચાર! મને ઇચ્છા ઘણીબી હતી, કે એકવાર હું મારા વહાલાઓને મારે ગામ જઇ મળુ, પણ ગજવામા હોય શુ કે મારાથી આટલી લાંબી મુસાફરીનો ખરચ થાય બાર વરશે જો હુ મારે ગામ જવા નીકલું તો મારા માલેકો ના તો કહે નહી, પણ મારી હાલત એવી નહી હતી કે હું ખરચનો બોજો ઉપાડી શકું કારણ કે હું જેબી કાંઇ કમાતો હતો તે સઘલું મારા વહાલાઓના ગુજરાન માટે દર મહીને નવસારી મોકલી આપતો હતો, એટલે લાચાર?

## નસીબનો દોર. ફરી એકવાર મુબઈના દરશન.

૩૪–એ લાચારીની ફીકરે મારી ઉપર સખત ગલબો કીધો. ફીકરનો રોગ જાલમ છે. મારા વહાલાઓને મળવાની ઉમેદોમા હુ પૈસાની તંગીને લીધે નાસીપાસ થયો કેવી રીતે તેઓને મળવા જવાની તજવીજ કરૂં, તેની હું ફીકરમા પડયો, અને તેમ કરતા હું અંતે નીરાસ થઈ સખત બીમારીથી (મુલતાનમાં) પટકાઇ પડયો. એવે સમે એક આલીખાનદાની ગ્રહસ્થે, (કે જેને મેં નદીમાં ડુબી જતા બચાવેલા) મને મારે વતન જવાની મને ખાસ ભલામણ કીધી. મેં મારી લાચારી તેવન આગળ જણાવી, ત્યારે તેવને મારી દયાનતદારી અને પ્રમાણીકપણા ઉપર વગર કહેવે વીશ્વાસ રાખી, વગર વ્યાજે ત્રણ વરશની મુદત બાદ પગાર કરવાની કબુલાતે, રૂ ૨૫૦૦ ધીર્યા, અને મને મુબઈથી રવાના કરવાની તેવને ગોઠવણ કરી આપી.

આ રૂ. ૨૫૦૦ ની પુંજી લઇ, હું હવે મુંબઈ જવા નીકળ્યો. મુલતાનમાં, હું મારા મીત્ર નસરવાનજી બેંકવાલાને મલ્યો. મુલતાનમાં એક આસામી મારા અનેક ઉપકારો હેઠળ હતો, તે ધણીએ મને આવે વખતે રૂ. ૧૫૦૦ આપ્યા, અને એ રીતે મારી કુલ્લે પુંજી બાર વરશે મુંબઈ જતી વખતે, રૂ. ૨૫૦૦+૧૫૦૦ મળી રૂ. ૪૦૦૦ ની ઉપર આવી અટકી.

માર કુટે અનેક મુસીબતો અને મુશ્કેલીઓમાંથી પસાર થઈ, અ તે બાર વરશે હું મુંબઇ પાછો ફર્યો મુ બઈ આવતાજ હુ મારા હાતમ દીલ શેઠીઆઓની મુલાકાતે ગયો મારી ચંચળાઈ, મારી નીમકહુલાલી, મારી વફાદારી, અને મારી સાલેસાઈ વીગેરેની તારીફના સમાચાર પ જાબથી મારા શેઠોને મળેલા હોવાથી, તે સાહેબોએ મને બાર વરશે પાછો ફરેલો, અને મારામા ફેરફાર થયલો જોઈ, તેઓએ મને રૂ ૧૫૦૦ ની સેસ, યાને ઈનામ આપ્યુ, અને તે ઈનામની ઉપરાત થોડીક રેશમી સાડીઓ, અને સુતરાઉ કપડાના ટાકા ભેટ આપ્યા, અને મને વીદાય કીધો.

## સ્ટીમર 'લવજી ફેમીલી'માં, મુબઇથી સુરત તરફ મારી સફર.

૩૫–એટલેથીજ મારા મુરંબીઓ મારી કદર બુજી અટકયા નહી. તેવન હસ્તક 'લવજી ફેમીલી' નામની એક સ્ટીમર સુરત અને મુ બઈ વચે તે વખત ફરતી હતી. આ સ્ટીમર સામન અને ઉતારૂઓને મુ બઈ અને સુરત વચે લાવ લઇ જાવ કરતી હતી. મારા શેઠોએ એ સ્ટીમર 'લવજી' માં મને પેહેલા કલાસની કેબીનની એક મુફત પાસ આપી, મને સુરત તરફ રવાના કીધો

## ડાકટર જમશેદજી બેરાંમજી વીમાદલાલ સાથ થએલી સ્ટીમર ઉપર પીછાણ.

૩૬–સ્ટીમર લવજી ઉપર એક જાણીતા પારસી ગ્રહસ્થ મારી સાથેજ મુસાફરી કરવા ચહડયા હતા. તેવન પણ નવસારી જનાર હતા. તે વખતે મછવા તેમજ સ્ટીમરમા, મુસાફરી કરનારા ઉતારૂઓ, જેઓને નવસારી જવું પડતું, તેઓ પેહેલાં સુરત બ દરે ઉતરતાં, અને સુરત ઉતરી ત્યાથી પગ રસ્તે યા ગાડાંમાં નવસારી જતાં હતા. મજકુર પારસી ગ્રહસ્થ, પણ એજ રીતે નવસારી જનાર હોવાથી મને સ્ટીમર ઉપર તેવન સાથે ઓળખાણ પડી, અને હમો બ ને જન નવસારી જનાર હોવાથી, તેવને મને પોતાના સોબતી તરીકે પસ દ કીધો. મારા આ નવા મીત્ર કોઈજ નહી, પણ ડાકટર જમશેદજી બેરામજી વીમાદલાલ હતા. મરહુમ સર જમશેદજીના દીકરા મરહુમ રૂસતમજીએ નવસારી મધે, કાલીઆવાડીમા એક ઇસ્પીટાલ બંધાવી હતી, તેના ડા૦ જમશેદજી વીમાદલાલ પેહલ વેહેલા ડાકટર નેમાઇ મુંબઇથી નવસારી જવા માટે, મજકુર સ્ટીમરમા નીકળેલા હતા. હમારી મુસાફરી દરમ્યાંન હમો બંને જન એક બીજા સાથ એટલાતો હળમળી ગયા, કે જ્યાં સુધી હું નવસારીમાં રહયો, ત્યા સુધી હમો રોજ એક બીજાને મળતા ભેટતા, અને આજ સુધી હમારી મીત્રાચારીનું નાતું જારી રહેલું છે.

સ્ટીમર લવજીમાં, મેં શું કીધું, સુરત હું કેમ અને કેવી રીતે જઈ પુગ્યો, અને સુરતથી હું નવસારી કેમ ગયો, તે વીગેરે બ્યાંન કરવાની કાંઈબી જરૂર હું જોતો નથી. પણ અંતે બાર વરશે હું મારાં વાહાલાંઓની ગોદમાં દબાયો, બાર વરશે મેં મારાં વતનનાં દરશન કીધાં, અને બાર વરશે હું મારા ગુરૂ—મેહેતાજી ગવરીશંકરને શોધી કાહાડી, તેને મલ્યો.

### ગવરીશંકરની સેવાનો બદલો.

૩૭—આહા! બાર વરશની વાત ઉપર જો એજ ગવરીશંકર મેહેતો મારો હાથ જોઈ, મને મુંબઈ મોકળવાની ભલામણ કરતે નહી, તો આજે હું કયાં હતે? આજે મારૂં શું થતે? આજે હું શું કરતો હતે? તે ગવરીશંકરને હું મલ્યો, પણ મારો તે મેહેતાજી? તેની કેવી દશા અને કેવા હાલ?

બંને ધણી ધણીઆણી વૃધ્ધ ઉમરે પુગેલા હતા. મુફલેસી તેમના ગરીબ મકાંનમાં જાણે ડોળા ઘુરકતી ઉભી હતી? અંનપાણીના તેમને વાખા હતા? મારી નીશાળ પણ નહી હતી, નહી હતા તેમના નીશાળીઆઓ? તેનું જુનું પુરાંણું ઘર તે પણ ખખડી ગયલું દેખાતું હતું. ગુજરાનનુ સાધન લાબો વખત થયો જતુ રહેલુ હોવાથી, ગવરીશંકરે પોતાનું ઘેર રૂ. ૩૦૦ એ મારગેજ મુકયું હતું. એવી તેની દુર દશા હતી. મને આજનાં જેવી સુખાકારી હાલતમા મુકનાર મારા ગુરૂની આવી હાલત જોઈ, મારૂં દીલ ફાટવા લાગ્યું. મેં જોયું કે મારા ગુરૂની સેવા મારે બજાવવી જોઇએ. તેના ઉપકારનો બદલો મારે વાળવો જોઇએ. કેવી રીતે એ બદલો વાળવો જોઇએ, તેના વીચારમાં હું પડયો. તુરતજ હું નકકી ઠડાવ ઉપર આવી ગયો, અને ગવરીશંકર મેહેતાજીએ મારગેજ મુકેલાં પોતાના ઘરને, રૂ. ૩૦૦ વ્યાજ સાથે તેના કરજદારને ભરી તેનું ઘર છોડવી તેને સ્વાધીન કીધું, અને ગુજરાન માટે મારેથી જે કાંઈ બન્યુ, તે આપી તેને રાજી કીધો. પાછળથી મેં જાણ્યું, કે તે બંને ધણી ધણીઆંણી એકજ દીવસે સ્વર્ગવાસી થયાં હતા. એ બંને ધણી ધણીઆણીના મરણ ખરચ માટે, મેં મારી ફરજ સમજી, મારી ગુજાસ પ્રમાણે એક રકમ આપી હતી.

### મારી પેહેલી ફરજ. ભાઇના લગ્ન કીધા. નવી સફરની નવી તૈયારી. પંજાબ તરફ હેરીયું.

૩૮—બાર વરશની જંજાલીઅત પછી, નવસારી પાછો ફરી, હું મારા વાહાલાંઓ સાથ થોડો વખત સુખ ચેનમાં વસવાનો વીચાર કરતો હતો. તોપણ આખો વખત મારૂં ધ્યાન તો પંજાબ તરફ દોડતું હતું. રાત અને દીવસ હું પંજાબનોજ સ્વપનો જોતો હતો. એવામાં મારી સરજતમાં એક સુભ અને ભલું કામ કરવાનું હશે, તેનુ મને ભાણ આવવા લાગ્યું. મને એવું લાગ્યું, કે હું મારા નાહાના ભાઈ હીરજીભાઈના લગ્ન કાંય નહી કરૂં? એ સવાલ મારા મનમાં ઉભો થતાંજ, મેં તે કામ ઉપાડી લીધું. મારાં માતાજી સાથ તે વીશે મેં મસલત કીધી, અને ટુંકમાં મારા ભાઈ હીરજીભાઇને પરણાવવાની ગોઠવણો મેં મારી અદના ગુજાસ પ્રમાણે કીધી. મારી નોકરી ઉપર



શેઠજી રૂશતમજી જમશેદજી જીજીભાઈ.

હું પાછો પંજાબ જાઉં, તે વખત દરમ્યાંન એ લગન કરી નાંખવાની મારી મરજી મેં અમલમાં મુકી. મારો શોખ હતો, કે ગામના શેઠીઆઓ અને અંજુમનના વડાઓને મેજબાની આપવી એ શોખ પ્રમાણે મેં મારા ભાઇ હીરજીભાઇના લગન નવસારીમાં ભારી ધામ ધુમથી દેસાઈઓ અને દસ્તુરોની હાજરી વચ્ચે ખાણું પીણાની મેજબાંની સાથે કીધાં, અને લગન કીધા પછી હું મારા ભાઈ હીરજીભાઇને મારી સાથે પંજાબ લઈ જવાની ગોઠવણ કરવા લાગ્યો.

## હું અને મારા ભાઇ હીરજીભાઈ પંજાબ ગયા.

૩૯–પંજાબ જવાનો મારો દીવસ આવી લાગ્યો. હું મારા ભાઇ હીરજીભાઈને સાથે લેઈ, મારાં માતાજીનાં ભલા આશિશ મેળવી, પંજાબ જવા સારૂં ઉપડી ગયો. હીરજીભાઈને પંજાબ લઈ જઈ ત્યાની સ્કુલમા મુકી, તેને જોઇતી કેળવણી અપાવી, મારી આખોની આગળ રાખી મોટો કીધો, અને મારા જમના હાથ સમાન તેને ગણી, આજ સુધી મારી સાથેજ રાખ્યો છે. એ વાહાલા ભાઈ જેવા વફાદાર, નેક, અને કારસાજ ભાઇ દુનીયામાં હું ધારૂં છું, કે ઘણાજ થોડા હશે. આજ દીન સુધી હીરજીભાઈ મને વફાદારીથી વળગી રહયા છે. અને જેટલી તેમને મારી તરફ વફાદારી દેખાડી છે, તેટલોજ મારો તેવનની તરફ ચાહા અને મોહોબત છે. એવન મારા જમના હાથ સમાન, આજે મને મારી બુઝરોગીમાં કામે લાગે છે, અને મારો પડતો બોલ, માન સાથ ઉપાડી લેઈ, મને હમેશાં ચાહા અને મોહોબતથી વળગી રહયા છે.

૪૦–નવસારીથી મુબઇ, અને મુબઇથી કરાંચીને રસ્તે ભાઈ હીરજીભાઈને લેઈ, હુ લાહોર જઈ પુગ્યો, અને લાહોર જઇ પુગ્યા પછી, મેં મારી આગળી નોકરીનો ચાર્જ પાછો લીધો, અને મારી રાબેતાની જીંદગી પાછી શરૂ કરવામા હું રોકાયો.

## નસીબનું ફરતું ચક્કર !

૪૧–મારો ખરચ વધતો જતો હતો. નવસારીમાં વસ્તાં, મારાં વહાલાંઓના, તથા મારી ધણીઆણી વીગેરેના ખરચો ઉપરાત મારા ભાઈ હીરજીભાઈ જેને હું મારી સાથે લેઇ આવેલો, તે સરવેની હાજતો, અને તે સરવેના સવાલોને પોહોંચી વળવાની જરૂરને લીધે, મારો ખરચ વધતોજ જતો હતો. હવે મારાં નસીબનું ચક્કર, કાંઇક જુદોજ અનુભવ મેળવવા માટે કાંઇ જુદીજ રીતે ફરવા લાગ્યું. એ બનાવ શુ હતો ?

એ બનાવ એ હતો, કે મારા માલેકો, જેઓની નોકરીમાં મેં બાર વરશ પુરાં કીધાં હતાં, અને હજી પણ મારી નોકરી તેઓની સેવામાં ચાલુ હતી, તેઓએ પોતાની ભાગીદારી છુટી કીધી, અને તેઓ એક બીજાથી છુટા પડયા.

## હાતમદીલ સખાવતે બાહાદુર શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇની સવખતની મદદ.

૪૨–આ નાખુશ બનાવે મને જબરો વમલમાં લાવી નાખ્યો. મારા શેઠીઆઓએ પોત પોતાનો ભાગ છુટો કીધાથી હું પરદેશમાં લાચાર, લાઇલાજ અને વગર નોક-

રીતે થઈ પડયો. શું કરવું, અને કયાં જવું, તે એકાએક મને સુજ કે સમજ પડયુ નહી. પણ અંતે ખુદાની રેહમતથી મને એક ખ્યાલ ઉતપન થયો. તે વખતે મુંબઈમાં, શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની બુલંદ સખાવત, અને ઉદારતાની લાબી લાબી વખાણો, મે મુંબઈમા સાભલેલી, તેનું મને અચબુચ ધ્યાન આવ્યું. તે ધ્યાન આવતાંજ મને તેવનની મદદ મેળવવાનો વીચાર સુજ પડયો. તુરતજ મેં શેઠ રૂસતમજી ઉપર એક કાગલ લખી અરજ કીધી, કે —

## મારા વડીલોનું કહેવું મે સાંભલ્યું છે,

૪૩–કે મારા પીતાએ તમો સાહેબને બાળપણુમા રમાડવાની નોકરી કરી હતી, તે તમારા વફાદાર નોકરનો હું દીકરો, તમારી પાસે આ અરજ કરૂ છુ હુ જાતે મેહનતુ છું, અને મને અતરેની દુકાનદારીનો પાકો અનુભવ છે. મારે માથે મોટું કુટુંબ પડેલુ છે, અને મારા માલેકો છુટા પડયાથી હુ બેકાર બની ગયો છુ. તમો જેવા સખી દાતાર સાહેબ અગર જો મને બે ત્રણ હજાર રૂપીઆ ધીરો, તો હુ કલકતે જઈ માલ ખરીદી મારાં નસીબને અજમાવી જોઉ, વગેરે.

## આબાદીની શરૂઆત. વીસ હજાર સુધીની મદદ માટે ફરમાસ.

૪૪–મારી ઉપલી અરજી ખુદા જાણે કેવે સચોઘડીએ લખાયલી હશે? મુબઈમાં શેઠ રૂસતમજીને મારી અરજી મળતાજ, તેના જવાબમા તે હાતમદીલ પારસીએ પોતાના તે વખતના કલકતાના એજન્ટ

## નાનજી જકરીઆ

૪૫–ઉપર, રૂ. ૩૦૦૦ નો 'ડ્રાફ્ટ' મોકલી આપી, વધુ તાકીદ સાથે લખી જણાવ્યું, કે મને રૂ ૩૦૦૦ આપવા ઉપરાત, હું જો ચીન અથવા વેલાતનું કામ કરવા માગતો હોઉ, તો મને જોઈતી સઘળી વેપારને લગતી સમજ આપી, તેવને મારૂં કામ સેહલ કરી આપવું, અને જોઈતો માલ ખરીદવા માટે, ઘણામા ઘણી રૂ ૨૦,૦૦૦ વીસ હજાર સુધીની મદદ મને આપવી.

## રૂ. ૩૦૬૧ ની પુંજી સાથે કીધેલી જીંદગીની શરૂઆત.

૪૬–હજારો શુકર તે દાદગરના! શું મારી રાત દીનની બદગીના એ પ્રતાપ હશે? નાનજી જકરીઆ ઉપર મોકલેલા ડ્રાફ્ટના ત્રણ હજાર રૂપીઆ, અને મારી નોકરીના પગારમાથી કરકસરે બચેલા રૂ ૬૧) રોકડા મળી રૂ ૩૦૬૧ નો હું માલેક, મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈના હકમા હજારો બલકે લાખો દુવા ગુજારતો, હું એકદમ કલકતે ઉપડી ગયો. પણ હું એખલો શુ કરી શકુ? મારી પીડે કોઈની મદદની, તેમજ કોઈ પઢેલ કઢેલની સલાહની મને જરૂર જણાઈ. મેં ધાર્યુ કે મારી સાથે કોઈ ભાગીદાર હોય, તો કામ વધારે સેહલ બની શકે. ભાગીદાર કોણને કરવો, તેના વીચારમા હુ પડયો હતો, તેવામા મને એકાએક મારા પુરાણાં

મીત્ર શેઠ નસરવાનજી બેંકવાલાનુ નામ હૈડે ચહડી આવ્યું એ નસરવાનજી બેંકવાલાને હું આગળ ઓળખાવી ગયોછુ એવન તેજ સાહેબ હતા, કે જેવન મને પોતાની સાથે કરાચીથી પેશાવર લઈ ગયા હતા

### મારા નવા ભાગીદાર વચ્ચે મને થયેલી ગોઠવણ.

૪૭–એ નસરવાનજી બેંકવાલા, તે વખતે અમરીતસર બેંકમા ખજાનચીના ઓધા ઉપર હતા. પણ એ બેંકની હાલત કાંઇ જોઇએ તેવી ધરખમ નહી હોવાને લીધે, તે દર દીવસે તકલીફી બનતી જતી હતી. નસરવાનજી ભાઇ તે સારી રીતે જાણુતા હતા, અને તેવન કાંઇ એવાજ વીચારમા હતા, તેવામા મેં તેવનને મારી હકીકત ખરી જાહેર કરી, મારા ભાગીદાર બનવાની તેવનને મે અરજ કીધી. હમો બને જન વચે એવી ગોઠવણ થઈ, કે ભાઈ નસરવાનજી પંજાબમા રહે, અને હું કલકતે જઇ ત્યાથી જે માલ મોકલુ, તે તેવન વેપારીઓને વેચે, અને હમો બંને જન નફા નુકસાનમાં સરખા ભાગીદાર રહીએ એમ ભાઇ નસરવાનજીએ ફરમાસ કીધી, પણ મેં નસરવાનજી ભાઇની ઉપલી સરત સ્વીકારી નહી, અને મેં તેવનને કાઈક વધારે ભાગ આપવાની ફરમાસ કીધી, કેમકે મારો ચાહા અને માન નસરવાનજી ભાઈ તરફ હદથી વધારે હતો. વળી તેવન ઇગ્રેજીમા ખબરદાર હતા, તેમજ બેંકનાં સંબંધમા આવેલા હોવાથી, પંજાબના સઘળા આગેવાંન વેપારીઓ સાથ સારી પીછાન ધરાવતા હોવાથી, મેં માન સાથ તેવનને દર રૂપીએ દસ આનાનો ભાગ આપવા દબાન કીધુ, અને હું ફકત છ આના લેવા તૈયાર થયો. ખતપતરની મેં જરાબી જરૂર વીચારી નહી હું એટલો તો માન સાથ નસરવાનજી ભાઈ તરફ જોતો હતો, કે તેવન સાથની ભાગીદારીમાં લખત જેવું જરાબી હોવુ જોઈએ, એ વાત મે સાફ માનવા ના પાડી હતી.

### કલકતામાં પેહલ વહેલુ આગમન.

૪૮–અરે ભાઇ! તે વખતે કલકતે જવા માટે કાઈ પરભારી રેલવે હતી નહી. તે વખતે કાઈ આજની માફક 'એકસપ્રેસ ત્રેન' દોડતી હતી નહી હો! તે વખતે લાહોરથી દીલ્લી જવું પડતું હતું. લાહોરથી દીલ્લી ડાક ગાડીમા જવા માટે તે વખતે રૂ. ૧૫ થતા હતા, અને મુસાફરીની ગાડીઓબી કેવી? પેલા પ્રખ્યાત હીંન્દુસ્તાની એકકા! તે તો જેઓએ જોયા હશે, તેમજ જેઓએ તે ગાડીમાં બેસીને તેનો અનુભવ મેલવ્યો હશે, તેજ જાણે? એવી એક ખડખડ પાંચમ ગાડીમા તમારા સેવકે લાહોરથી દીલ્લી જવાની મુસાફરી શરૂ કીધી. એ મુસાફરીમા સોબતીઓ તરીકે એક બે જન સાથે મળ્યા બ દાને ફાલે સુમારે આ મુસાફરીનું ભાડુ રૂ .) આવ્યું. એવી એક ગાડીમાં હુ મારા સાથીઓ સાથે અફડાતો ઝીકાતો અને દોદરાતો, લાહોરથી દીલ્લી તરફની સફર કરવા લાગ્યો. મારી એ મુસાફરી લગભગ પાંચ દીવસ ચાલું રહી. પાચમે દીવસે હમો સઘળા દીલ્લી આવી પુગ્યા. એ વખતે દીલ્લીમા મારા આગળા શેઠ જસાવાલાની દુકાન, ચાંદની ચોક મધે આવેલી હતી. પેહેલો મને

વીચાર એ આવ્યો, કે દીલ્લીમાં મારા આગળા શેઠોને ત્યાં મારે ઉતારો લેવા જવું કે નહી? પણ પુરે પુરો વીચાર કરતાં મને એવું સુજયું કે તે સાહેબોને ત્યાં જવું ઠીક પડશે નહી. એ ઉપરથી દીલ્લીમા એક ધરમસરા મધે તુરત વેળા ઉતારો લેવાનુ મને વાજબી લાગ્યું. આ ધરમસરાની હાલત એવીતો ખડખડ પાંચમ જેવી હતી, કે નહી બોલવાના નવ ગુણ! તોપણ

## ગરજને સર સઉ ગણીમત કરવું પડે.

૪૯–એ કેહેતી પ્રમાણે, આ કચરાપતીઓને રેહેવા જેવા ભાગા ટુટાં મકાનને સાત સાત વાર પગે પડી, ત્યાં મુકામ કરી પડવા સીવાય બીજો ચારો નહી હતો. આ ધરમસરાનુ રોજનું ભાડુ હું બે આના આપતો હતો, અને તે બે આનામાં ફક્ત રેહેવા, અને સુવાનીજ જોગવાઇ માટે મને થોડીક જગ્યા મળી હતી.

એટલામા દીલ્લીમાં મારા આવવાની ખબર જસાવાલાની દુકાનનાં મેનેજર ભાઇ સોરાબજી નાનજીવાલા મોદીજીને કાને ગેઈ તે ખબર તેવનને પડતાજ તુરતજ તેવને મને બોલાવી મંગાવ્યો, અને પોતાને ત્યા ઉતારો લેવાની ફરમાસ કીધી. મારી કલકતા તરફની મુસાફરીની મતલબથી મેં મોદીજીને જાણીતા કીધા. તેવને મને તુરતજ સલાહ આપી, કે દીલ્લીથી કલકતે જતા મારગમા ભારી હાડમારી ખમવી પડે છે, કેમકે દીલ્લીથી કલકતા સુધી જવાની કાંઇ સલંગ રેલવે હજી સુધી ચાલુ થઇ નથી. વધુ તેઓએ જણાવ્યુ કે, "કલકતા સુધીની સલગ રેલવે તૈયાર થતા પાચ છ મહીના લાગશે, વાસ્તે ગમે તો તેટલો વખત દીલ્લીમા રેહેવું"

પણ તે ભલા ભાઇની એ સલાહ મારે ગળે ઉતરી નહી. મારો જીવ કલકતામા ભરાયો હતો, અને કાઇ કામકાજ કીધા વીના એક ઠેકાણે પડી રેહેવાનો વીચાર મને વાહીઆત જેવો લાગ્યાથી, મેં મોદીજીને અરજ કીધી, કે રેલવે વાલાઓ ઉપર કાઇ લાગવગ લગાડી મને એવી ગોઠવણ કરી અપાવો કે, મારી મુસાફરી કરવાનુ કામ મને સેહેલ થઇ પડે. તે ભલા જરથોસ્તી ભાઈએ મારી અરજને ધ્યાનમા લઈ, જોઇતી જોગવાઇ અને સગવડ પોતાના લાગવગની બરકતથી મને કરી અપાવી, અને તે સગવડના પ્રતાપથી દીલ્લીથી કલકતા તરફ જવાની કુચ મેં શરૂ કીધી, અને સાત દીવસની મજલ કાપી અતે કલકતામાં તમારો સેવક આવી પુગ્યો.

## કલકતામા મારો પેહેલો પડાવ.

૫૦–કલકતામા તે વખતે શેઠ માણેકજી રૂસતમજી બનાજી, અને બીજા સાહેબો જેઓ આગેવાન શેહેરીમા ખપવાનુ માન ધરાવતા હતા, તેઓ ઉપર મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ તરફથી હું ભલામણ પત્રો લઈ ગયો હતો. તે શેઠોને ત્યા ઉતારો લેવાની મારી મરજી છતા, હું તેમ કરી શકયો નહી, કેમકે મને લાગ્યું, કે ત્યાં રહેવાથી મારા કામમાં ઢીલ

થવાનો સંભવ હતો. એ વાત ધ્યાંનમા લઇ 'કમીશન એજંટનું' કામ કરનાર મી૦ રૂસતમજી મુગાશેઠ નામના જરથોસ્તી હમદીનને ત્યાં ઉતરવાનું મેં નકી કીધું, અને ત્યાં મેં ઉતારો લીધો.

**નાનજી જકરીઆ શેઠે ચોતરફ ખબર કહુડાવી.**

૫૧–મારૂં નસીબ જે આજ સુધી નીંદમાં પડેલું હતું, તે ધીમે ધીમે જાગરૂત થવા લાગ્યું. હું ૫ જાબથી ઉપડી કલકતે જવા ઉપડયો તે આગમજ મુંબઇથી શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ પોતાના એજંટ નાનજી જકરીઆ શેઠ ઉપર ખબર લખી મોકલાવી હતી, કે તેવન તરફની ભલાંમણ અને 'ડ્રાફ્ટ' લેઈ ફરાંમજી મનચેરજી નામનો પારસી કલકતે આવેછે, તેની તરફ તેવણે ખાસ મેહેરબાની અને માયાથી વરતવુ. એ કાગળ જકરીઆ શેઠને મળતાજ તેવને કલકતામાં વસ્તા આગેવાન પારસી સાહેબોને કેહેણ મોકલ્યું, કે શેઠ રૂસતમજી જીજીભાઈનાં ભલામણ પત્ર લેઈ ફરામજી મનચેરજી નામના પારસી ૫ જાબથી આવવા નીકલી ચુકયા છે, તે જો કલકતામા કોઇ પારસી સાહુકારો સોદાગરોને ખબર પડે, તો હમુને મેહેરબાની કરી ખબર કરવાની તજદી લેવી. આ સબબને લીધે મારા કલકતામા જઇ પુગવા આગમજ, મારા આવવાની ચોતરફ ખબર ફેલાઈ રહી.

**નસીબનું પેહેલું નખરૂં.**

૫૨–રૂસતમજી મુગાશેઠને ત્યા સેવકે ઉતારો લીધો, અને વળી પડોસમાજ આદરીઆન સાહેબ આવેલું હોવાથી બદાને ખુશી હાસલ થઈ. બામદાદ પડ-તાજ રાએતાની બંદગી માટે સેવક આદરીઆન ગયો. બંદગી કરી પાછો ફરૂ છુ, તો યા ખુદા! મેં શુ જોયુ? મુગાશેઠના મકાંનના દરવાજા આગળ બે ઘોડાની લેન્ડો ગાડી ઉભેલી, અને મેવા મીંઠાઈની ભરેલી ઠાળો અને પુલના ગજરા, અને તુરા લઇ જકરીઆ શેઠના દીકરાઓ પોતાના આદમીઓની સાથે મારી વાટ જોતા બેઠેલા દેખાયા?

રફીક મેહેરબાન, તમારો સેવક તે વખતે જુવાંનીના બાહારમાં હતો, અને કદમાં બટકો અને જરા સેહજ આગે ભરેલો, એટલે જાડો હતો આદરીઆનમાથી મને પાછો ફરેલો જોઈ મજકુર નાનજી જકરીઆવાલાઓ પોતાના આદમીઓની સાથે મારી મુલાકાને આવી મુગાશેઠને ઘરે મારી વાટ જોતા બેઠા હતા. તેવનની નજર મારી ઉપર પડતાજ મને પોતાને ફરામજી મનચેરજીને બદલે ફરામજી મન-ચેરજીનો દીકરો સમજવા લાગ્યા, અને ખરા ફરામજી કોઇ બુજરોગ ઉમરના આદમી હશે, અને હું જવાન ખુબરૂ હોવાને લીધે તે બુજરોગનો દીકરો હોઇશ, એમ સમજી જકરીઆ શેઠના દીકરાએ મને તુરતજ સવાલ કીધો.– "સાહેબજી. આપણા બાવાજી ફરામજી કયાં છે?"

આ સવાલ સાભલતાજ સેવક સમજી ગયો કે પેલા સાહેબો કેવી જાતની રમુજી ભુલ કરતા હતા. મેં તુરતજ જાણી લીધું, કે તેઓ ફરાંમજી મનચેરજીને

કોઈ મોટી ઉમરના ગ્રહસ્થ સમજે છે, અને તેવન શેઠ રૂસતમજી જમશેદજી તરફથી પરભારી ભલામણ અને લાગવગ લેઈ કલકતે આવતા હોવાથી, કોઈ મોટા વગવસીલાવાલા હોવા જોઇએ, એમ માને છે, અને હું જવાન છોકરા જેવો, તેવનના દીકરો હોવો જોઇએ.

આ તેમની ભુલમા મેં વધુ તેવનને ભુલાવો ખાતા અટકાવી, તુરતજ જવાબ દીધો કે –

"સાહેબ, હું પોતેજ ફરામજી મંનચેરજી છું મારા બાવાજી તે કીરતારની જનાબમા બા મુદત થઈ જઈ વસ્યા છે.

સવાલ—ઓહો ! આપ ફરામજી મનચેરજી છો ? આપને જોઇ હું ખુશી છું. મુબઈથી હમો ઉપર શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇના કાગલો તમારા વીશે આવેલા છે તમો સાહેબ પાસેબી તેવનના કાગળો હમારે માટે કાઈ હોવા જોઇએ ?

જવાબ—હાજી શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ શેઠ નાનજી જકરીઆ ઉપર મને કાગલો વીગેરે આપેલા છે આપનુ મુબારક નામ કેહેશો ! આપ કોણ છો ?

આ સખુનો સાભલતાજ પેલા ગ્રહસ્થ બોલ્યા, કે —

"નાનજી જકરીઆ મારા બાપ થાએ છે"

આ સખુનો સાભલી હુ મારી રાબેતાની લાયકી પ્રમાણે તુરત વાકો વળી પગે પડી તેવનના હકમા દુવા ગુજારવા લાગ્યો દુવા ગુજારી રેહેવા બાદ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ તરફના કાગલો શેઠ નાનજી જકરીઆને મે સ્વાધીન કર્યા

મને નમાનો, સાલસ, અને બોલીદરાજ અને ગરીબ જોઇ, તેઓ ખુશી થઈ ગયા, અને પોતાની સાથે લાવેલી ભેટ સોગાદ મને મજુર કરવાની ફરમાસ કરી કહ્યુ, કે—"સાજે ગાડી લાવીશુ આપ હમારા બાવાજીની મુલાકાતે પધારશો, તો મેહેરબાની હમારો બગલો તમારે માટે તૈયાર રાખ્યો છે, ત્યા આપ રેહેશો, તો મારા પીતાજી ઘણાજ ખુશી થશે.

પણ મે હાથ જોડી, તેમની એ માગણી ના પાડી, મુગાશેઠને ત્યાં પડી રેહેવાની મારી ખાએશ જણાવી બોલ બોલતાજ સાજ પડી, પાચ વાગ્યા, અને થએલી ગોઠવણ પ્રમાણે લેન્ડો ગાડી જકરીઆવાલાઓએ, સેવકને માટે મોકલી આપી, તેમા બેસી હુ નાનજી જકરીઆ શેઠની મુલાકાતે ગયો

તેવન દેશી રીત પ્રમાણે પેહેડી ઉપર ગાદી ગોઠવી બેઠા હતા. ત્યાં જઈ તુરતજ તેવનના પગ ઉપર માથું મુકી નમન કરી, હુ દુવા ગુજારવા લાગ્યો.

એક પારસી તરીકે મને માંન આપવા મારે સારૂ જકરીઆ ભાઈએ ખુરસી મુકાવેલી હતી, તે ઉપર મને બેસવાની તેવને અરજ કીધી, પણ મેં તે અરજ માન સાથે ના પાડી, ગાદીની ઉપર તેવનની પાસેજ બેસવાની મેં મારી મરજી જણાવી, અને હુ તેવનની પાસે નવાબોની મીસાલ ગુઠણુ ઉપર બેઠો. મારો પેહે-

રવેસ તે વખતે વીચીત્ર હતો. તે વખતે કાંઇ નેકટાઈ, કાલર કે ઉભા પેચની પાઘડી, ફેંટો, અને કોટ કે દગલા નહી હતા હું તે વખતે સુફેદ ઢીલો ઘચ અંગરખો, (દગલી) અને માથા ઉપર શાલનો દુપેટો, અને પગમાં સોલજર જેવા ખડતલ બુટ પેહેડતો હતો.

એ પછી સેવકે પોતાની શાએરીનુ દફતર લતાફત, અને ફસાહત સાથ ખોલવા માડયું. પ જાણી બુરી ભલી ખબરો, મે તેવનને સરાહગત સાથે કેહી સંભલાવી વળી મારી નાહાની ઉમરમા મારી ઉપર પડેલા સંસારી હાદેસાઓની તમામ હકીકતનું દફતર મે ખોલીને જાહેર કીધુ મારી મુસીબતો, અને મારા સંકટો સાથ મારી હીંમત અને મારી હીકમતની હકીકત સાભલી મારી ખુબીની તારીફ કરી, જકરીઆ શેઠે પોતાના દીકરાઓને તેની નકલ કરવાની ભલામણ કીધી

એ પછી શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ તરફથી મને મળેલા રૂ. ૩૦૦૦) ના ડ્રાફતવાલા રૂપીઆ આપતા નાનજી જકરીઆએ મને જણાવ્યુ. કે મારે ચીન અને વેલાતનો વેપાર શરૂ કરવો, અને તેને માટે રૂ. ૨૦,૦૦૦) સુધીની ધીરધાર કરવા શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇનો તેવનને હુકમ મળ્યો છે. પણ મારા ભેજા મા ચીન અને વેલાતની વાત ઉતરી નહી જકરીઆ શેઠ વેપારી ભાશામા બીલ ઑફ લેડીગ, ડાકયુમેન્ટ. ઇનવાઈસ વગેરે કાઈ કાઇ બોલવા લાગ્યા, પણ એ બધા કીયા જાનવરોના નામ હતા તેની કાઇબી સમજ મને પડી નહી. અંતે ટુકમા પતાવવાની મતલબથી, મે જવાબ દીધો કે – “ મુર બીજી, બીલ–ઑફ–લેડીંગ, અને ઇનવાઇસ એ સઘળા વીશે હુ જરાબી જાણતા નથી, અને ચીન તથા વેલાતનુ કામ કરવા હુ જરાબી માગતો નથી આએ રૂપીઆ ત્રણ હજાર મારે મનથી ત્રણ લાખ છે હુ તો એમાથી મારે લાયકનો માલ ખરીદી, તે પ જાણ લઈ જઈ વેચીને નફો ખાઇશ એ પછી હુ સલામ અલેક કરી રવાના થયો, અને અવારનવાર જકરીઆ શેઠને ત્યા આવતો જતો રહયો કોઈવાર જકરીઆ શેઠ સાથે તેવનની ગાડીમા ફરવા જતો, કોઈવાર તેવન સાથેજ મારૂ ખાણુ લેતો, તો કોઈવાર મારે મકાને જમતો હતો. એ રીતે કલકતામા હુ મારો વખત પસાર કરવા લાગ્યો.

### નસીબની નોબતનો પેહેલો ડંકો

૫૩–પણ હું કાઇ કલકતામાં મોજ કે શોખને માટે મારો વખત પસાર કરતો હતો નહી એટલી વારમા તો હું કલકતાના ખુણે ખુણા ફરી, બજારમાં ખપતા માલના ભાવતાલ મેળવી, કાઇક ખરીદી કરતો હતો. તેવામા એક

### ગોપાલ બાબુ

૫૪–નામનો દલાલ, મારી પાસે આવી લાગ્યો. તેણે મને એવી ખબર આપી, કે તે વખતે કલકતામાં એક જાણીતા અને આગેવાન હાઉસવાલાઓ, જેઓ

## વોટસન ગ્રીનની કંમપની

૫૫–ને નામે મશહુર છે, તે લોકને ત્યાં ટેનેટના બીરનો એક મોટો જથ્થો કહાડી નાખવાનો પડેલો છે. જો તે લેવા હું રાજી હોવું, તો બાબુ ગોપાલ મને ઘણોજ કીફાયત ભાવે અપાવી શકશે. ટેનેટનો બીર વાંચનારને જાણીતો હોવો જોઈએ. એ બીર મુંબઈ તેમજ કલકતામાં પંકાયલો હતો. તે બીરની બાટલી ઉપર T નો મારકો આવતો હતો, અને તેના કલકતા તથા મુંબઈમાં સરેરાસ ભાવ (છુટક) ૫૦ થી ૧૦૦) દજન લેતા દજન પછવાડે રૂ. ૫)=રેહતા હતા.

ખુદાનું નામ જંબાન ઉપર લેઈ, બાબુ ગોપાલ સાથે વોટસન ગ્રીનની કંમપનીમાં હું ગયો. સાહેબ પોતે જરા તેજ અને ગરમ સ્વભાવનો હતો, અને મારી તરફ જોઈ મને ગામડીઆ બોચ જેવો ગણી પુછયુ કે "તું એટલો બીર લેવા તૈયાર છે"?

"મેં મારી ફરમાસુ ભાશામાં જવાબ દીધો, અને સાહેબે તે સાભલી જરા મલકાતે મોહોડે મને ખુલાસો કીધો કેં–૨૫૦૦ પીપ, ટેનેટ બીરના T, મારકાના વેચવાના છે. દરેક પીપમા ૪૮ ડઝન, અને ૪, બાટલી ઉપર છે. ભાવ રૂપીઆ ચાર ડઝનના. પાઈન્ટવાલાં દરએક પીપ અંદર, ૮ ડઝન માલ છે, અને તેવા પીપ નગ ૩૮૦, છે. ભાવ રૂ. ૨ા⌒ ડઝનના.

બાપજી આવો? આ બીરના જથ્થાની ગણત્રી કરતા, અને જે ભાવે તે આપવાની મને કીંમત જણાવી, તેની ગણત્રીના આકડા મુકી જોતા, માલમ પડયુ, કે એ સોદો જો મારે હાથ લાગે, તો નફામા એક બાદશાહી રકમ હુ મેળવી શકું. બેશક આ બીરના સોદાએ મારૂં ચીત ચકભમ કરી નાખ્યુ જેમ જેમ હું એ સોદા વીશે વીચાર કરતો, તેમ તેમ હું વધારે ગુચવાડામા પડતો જતો હતો તોપણ હું હીંમત હાર્યો નહી. પેલા સાહેબને મે ભપકામાજ કહયુ, કે 'ઑલ રાઈટ' હું ત્રણથી ચાર દીવસમા તુને જવાબ આપીશ વોટસન ગ્રીનની ઑફીસમાથી નીકળી હું ઘરે ગયો, પણ મારૂ ભેજું પાણી ભરવા ગયુ હતું! બીર દારૂ પીધાથી જેટલી ઘેણુ નહી ચહડે, તેટલી ઘેણુ આ સોદાના નફાની ગણત્રી કરતા મને ચહડવા લાગી. પણ ઈલાજ લાઈલાજ હતો. આ સોદો કેમ કરવો, તેની જરાબી સમજ મને પડી નહી. એ સોદાની કીંમતના રૂપીઆ કેમ, અને કયાથી મેળવવા, તેનો ખ્યાલ કરતાજ મને ચીતરી આવતી હતી. એવા વીચારના વમળમા હું વીટલાયલો પડયો હતો, તેવામાં સાજ પડી, અને જકરીઆ શેઠના છોકરાઓ મને ફરવા લઇ જવા માટે રાબેતા પ્રમાણે પોતાની ગાડી લઇ આવ્યા. પણ ફરવા જવાનુ મન કયાંથી થાય? મનતો વાટસન ગ્રીનના બીરનાં ૨૫૦૦ પીપની અંદર ભરાઈ બેઠુ હતુ. મે જકરીઆ શેઠના છોકરાઓને ઘણુંબી સમજાવી કેહયુ, કે 'મારૂ મન બેચેન છે' પણ તે સાહેબો જરાએ સમજ્યા નહી, અને બહુ બજીદ થઈ થઇ મને પોતાની સાથે ફરવા લઈ ગયા.

પણ મારી બેચેની માટે જકરીઆ શેઠના છોકરાઓ બજીદ થઇ, મને કારણ પુછવા લાગ્યા. મેં ઘણી આનાકાણી સાથે જણાવ્યું, કે એક સોદો વાટસન ગ્રીનવાલી કંમપની સાથે કેમ કરવો તેનાં વીચારમા હું આજ સવારથી પડેલો છેઉ. જકરીઆ શેઠનાં છોકરાઓ મારી વાતચીત સાંભલી હસી પડયાં, અને તે લોકે મને પોતાના મુરંબી આગળ જવાની સલાહ આપી. મે કહયું, કે "ભાઇ એ વાત કેમ બને. એ તો કાલનો દુકાળ આજે પડવા જેવી વાત મને તો લાગે છે? જો કે રૂસતમજી જમશેદજી જીજીભાઈ શેઠે, મને વીસ હજાર સુધી ધીરધાર કરવા હુકમ કીધો છે, અને હીયા તો લાખની વાત ચાલી રહીછે"

"કાંઇ ફીકર નહી, વાત કરવાથી કાંઇક ખુલાસો થાશે."

પેલા જવાનોએ મને ધીરજ આપી. "જુવો ઘેર આગળ આપણુ આવી લાગ્યા છૈએ ચાલો."

વડા દીકરાએ પોતાના પીતા આગળ, મારી તરફથી સાંભલેલી તમામ હકીકત જાહેર કીધી. જકરીઆ શેઠ મને દલગીર અને વીચારમાં પડેલો જોઇ હસીને બોલ્યા. "મેં સઘળી બીના જાણી છે" એ પછી જકરીઆ શેઠે પેનસીલ અને કાગલ લેઇ તે ઉપર આકડા મુકી સોદાની કીંમતનાં રૂપીઆ ગણી કાહાડયા, અને ત્યાર બાદ નફાની રકમ ઉપજાવી, મને સવાલ કીધો. "શેઠજી, આ સઘળો માલ કેટલા વખતમાં વેચી શકશો.'' મેં તુરતજ જવાબ દીધો. "જકરીઆ શેઠ, હું જો મારા ભાગીદાર નસરવાનજીને પંજાબ લખુ, તો તેવન આખાં પંજાબમાં ફરી, વેપારીઓ સાથે સાટા કરે, તો પાંચથી સાત માસની મુદતમાં વેચી શકાય."

આ વાત સાભલી જકરીઆ શેઠ બોલ્યા—"જુવો ફરાંમજી શેઠ, વાટસન ગ્રીનની આફીસનો બ્રોકર મારો દીકરો છે. તમો આવતી કાલે સવારે ૧૧ વાગે તૈયાર રેહેજો, તેવન તમુને પોતાની સાથે લેઇ જઈ સાહેબ સાથે મુલાકાત કરાવશે."

કામનું સેવટ તો ઠીક આવશેજ આવશે, એવી ઉમેદ મારી છાતીમાં ધડકવા લાગી. ઘરમા આવતાજ દાદાર હોરમજદની બંદગી કરવા માંડી, પણ ચીત શાંત પડયું નહી. તરેહવાર વીચારો મનમાં આવતાજ રહયા. ભુખ પણ ઉડી ગઇ. ચીત પણ ચકભમ થઈ રહયું. ઉંઘમાં પણ તેજ વીચાર, અને ઉંઘ પણ કયાંથી આવે? સવાર કયારે પડે, કે વાટસન ગ્રીનને ત્યા જઇ લક્ષાપતી બનું!

અંતે એવા વીચાર અને એવી તાસબીસ કરતાં, સવારૂં પડયું. ખુદાની બંદગી રાબેતા પ્રમાણે કરી, ચાહે–પાણી, નાસ્તો કરી લીધો, અને ત્રણ કલાક આગમજથી કપડાં પેહેડી લેઈ, અગીઆર વાગાની ડોળા ફાડી વાર જોતો, જકરીઆ શેઠનાં દીકરા માટે બેસી રેહો.

અંતે અગીઆર વાગ્યા, શેઠ પણ આવી પુગ્યા, અને હમો બંન્ને જંન ખુદાનું નામ લઇ ગાડીમા બેઠા, અને સાહેબ પાસે જવા નીકલ્યા. જેવા હમો બંને જંન સાહેબની આફીસના રૂમમા દાખલ થયા, કે સાહેબે તુરતજ હસીને સલામ કીધી, અને ખુરસી મંગાવી હમોને બેસાડયા.

## લાખનો સોદો. છ ટકાનુ વ્યાજ.

૫૬–હું શા માટે આવ્યો હતો તે મને જોતાજ સાહેબ સમજી ગયો જો કે ગેઇ કાલેજ મે ૩–૪ દાહડાની મેહેતલ માગી હતી, પણ મને ૩–૪ દાહડાને બદલે વળતેજ દાહડે પાછો જોઈ તે સમજી ગયો, કે હુ એ સોદો કરવાને ઘણોજ ખંતીલુ. હમુને બેસતાં વાર લાગી નહી, તેટલાજ સાહેબ બોલ્યો કે.—

"બીરનો સોદો તમે કરો તો ઘણુ સારૂ તમે ખંડીવાલો મી૦ ફરામજી." મેં જવાબ દીધો "તમારી કબુલાત મને અનુસરતી થઇ પડતી નથી. તમે કેશ નાણા માગોછો. હુ તે મંજુર કરી શકતો નથી

આ સખુનો સાંભલી શેઠ જકરીઆની સાથે સોદાના બાબમા ખાનગી વાત કરવા સાહેબ પાસેના ઓરદામા ગયો, અને કાઇક ગોઠવણ ઉપર આવી તેઓ બને જન થોડી વારમા પાછા ફર્યા

"આલ રાઈટ મી૦ ફરામજી" સાહેબ પાછો ફરતાજ બોલ્યો. "આ બે ગોડાઉનમા જેટલો માલ છે, તેની આએ નોધ છે હમે તમુને છ માસની ડીલીવરી આપ્યે છીએ દરએક ડીલીવરીનુ પેમેન્ટ ત્રણ માસની મુદતમા તમુને ભરવુ પડશે. અને જો એ મુદતની અદર નાણા ભરી દેશો, તો છ ટકાનુ વ્યાજ સેંકડે તમુને મળશે"

આહા! નસીબ ખીલ્યુ, અને ખુલ્યુ આ સખુનો સાભલી હુ ખુશીથી ફાલી ફુલી ગયો. તુરત એક કાગલ ઉપર સોદાની સરતોના ખરડો લખાઇ તૈયાર થયો, તે ઉપર સહી થઇ, અને હમો બને જન વાટસન ગ્રીનની ઓફીસમાંથી નીચે ઉતર્યા જકરીઆ શેઠના ઉપકારનો પાર રેહ્યો નહી તેવાણના દીકરાનો ઉપકાર હુ કેમ ભુલુ? તેવાણના સુર બીનો ઉપકાર માનવા હુ તુરતજ તેવનને મકાને દોડ્યો તેનના હાથ પકડી મે મારી આંખોમા દાબ્યા. મારી ઉભરી નીકળેલી ખુશાલી જોઈ, નાનજી જકરીઆ શેઠે મને આશિષ દેઈ કેહ્યુ, કે "ખુદા તમારૂ ભલુ કરે"

## પેહેલા સોદાનો પેહેલો તાર.

૫૭–સોદાની શરૂઆત થયા પછી, હવે હુ તેના વેચાણની ખટપટમાં પડયો. તુરતજ મેં સાત રૂપીઆની કીંમતનો એક લબાન તાર મારા ભાગીદાર નસરવાનજી ઉપર લાહોર ખાતે મોકલ્યો, અને તેમા વીગત વારે ખુલાસો કીધો. નસરવાનજી ભાઈ આ સોદાની વાત જાણી વીચારમા પડયા, કે એટલો સસતો માલ મળી શકેજ નહી. તેવને વળતો તાર તુરતજ મારી ઉપર કીધો, અને તેમા મને જણાવ્યુ કે "દર ડજન દીઠ આઠ આના બાર આના સુધી નફો આપવા વેપારી તૈયાર થયા છે, અને વળી રૂપીઆણી રોકડા મળશે, વાસ્તે જણાવો કે સોદો કરૂ કે નહી."

આ તારનો જવાબ મે રૂ ૧૧ ખરચી તાર મારફને નસરવાનજી ભાઇ ઉપર કીધો, અને તેમા સરવે હકીકત વીગત વારે જણાવી દીધી. બીજે દીવસે મને નસરવાનજી તરફથી જવાબ મલ્યો, કે તેવને ૧૦૦૦ પીપ વેચ્યા છે, અને બીજા સોદા સારૂ તેવન મુસાફરીએ નીકળે છે.

'ખુદા મેહેરબાન તો ગદા પેહેલવાન.' એ કેહેતી પ્રમાણે બંદા ઉપર ખુદાની મેહેરબાની ચમકવા લાગી, અને બે માસની ટુંક મુદતમા કલકતામાં વોટસન ગ્રીન કંમપનીનુ સઘળું દેવુ ભરપાઈ કરી નાખ્યુ, જેથી સોદાની સરત પ્રમાણે મને છ ટકાનું વ્યાજ મલ્યુ આ બનાવે વોટસન ગ્રીનની કમપનીવાલા સાહેબના મન ઉપર મારે માટે એવો તો ઉમદા છાપ બેસાડયો, કે વેલાતથી જેબી માલ આવે, તે પેહેલાં મને ગલતે ભાવે આપવા લાહોર ખાતે લખી પુછાવતો, અને માલ પણ લાહોર મોકલાવી આપતો હતો.

## ધંધામાં વૃધી. રોજીમાં વધારો.

૫૮–એ પછી હમારા પગમા જોર આવ્યુ, અને હમો બને જંન જરા લાબો વીચાર કરી, લાબી નજર કરવા લાગ્યા. હમોએ અતે લાહોરમા એક દુકાન ઉઘાડી, વેપારને વધારવા લાગ્યા, અને એ પછી રફતે રફતે ગુરદાસપોરમા, માધુપુરમા અને દેલહાઉસીના પાહાડ ઉપર હમોએ છ વરશ સુધી વેપાર ચલાવ્યો

ત્યાર બાદ હુ પાછો બીજી વાર લાહોરથી કલકતે આવ્યો એ મુદત દરમ્યાંન હમો બધે ભાગીદારોએ ખુદાની મેહેરથી સારૂ નાણુ પેદા કીધુ, તેમજ ધીરધાર કરતા થોડુ ઘણું ખોવુંબી પડયુ પણ સામટી રીતે લેતા હુ પાચ પૈસાનો માલેક બનવા પામ્યો

## શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ સાથ મારો પત્રવેહેવાર, અને મીત્રચારી.

૫૯–એવી રીતે મારૂ નસીબ ખુલી ગયેલું મને માલમ પડયુ પણ એ નસીબ ખીલવનાર અને ખોલનાર મારા મેહેરબાન હાતમદીલ બાદશાહી ખવાસવાલા શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈ હતા તેઓના પૈસાની જે સવખતે મને મદદ મળી, તેથીજ મને ઉજમ ને ઉલટ આવ્યા, અને ઉદયોગી બની રોજીના મેદાનમા મેં મારા કીસમતના ઘોડાને દોડાવ્યો, અને પરીણામમા હું મારા કીસમતને ખીલવી, પાંચ પૈસાની પુંજી ભેગી કરી શકયો. એ સઘળા માટે મારે પેહેલા પારસી હાતમદીલ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈનો પાડ માનવો છે.

એ પછી હું હમેશા અવાર નવાર રૂસતમજી શેઠ ઉપર કાગલ પત્રો લખી, તેમની તથા તેમના કુટુંબ ખુશીઓની ખબર અતર પુછાવતો હતો, અને મારાં તે કાગલોના જવાબ તે ભલા માનવંત શેઠ, તુરતજ રવાના કરી વળતી ખબર અંતર પુછાવતા, તથા જોઇતું કરતું કાંમકાજ મને ફરમાવતા હતા.

## શેઠ રૂસતમજી શેઠનો ગાયન ઉપર મોટો શોખ.

૬૦–આ મારી જીદગીની તવારીખની નોંધ લખતા, એક બનાવ મજકુર શેઠના બાબમાં જે બનેલો મને યાદ છે, તે ઉપરથી હું જાણી શકયો છુ, કે તે મરહુમ શેઠને ગાયન વંગેરેનો મોટો શોખ હતો. તેવનનો એ શોખ એટલો બધો તો વધી ગયલો હતો, કે તેવને પોતાની નોકરીમા એક હીંન્દુ ગવૈઆને કાયમ માટે રાખ્યો

હતો. પણુ એતેફાક એવો બન્યો, કે તે હીંન્દુ ગવૈઓ પોતાને દેશ જતો રહયો, જેથી મરહુમ શેઠ રૂસતમજીને ગવૈઆ વગર ચાલ્યુ નહી, અને મુંબઈમાં તેવનને મંન પસંદ કોઈ લાયક ગવૈઓ નહી મલ્યાથી, તેવને નીચલો કાગલ મારી ઉપર લાહોર ખાતે મોકલી આપ્યો હતો. એ પત્રની અસલ નકલ મારી પાસે મેં આજ દન સુધી જાળવી રાખી છે.

**મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇના કાગલની નકળ.**

**"ભાઇ સાહેબ ફરાંમજી મનચેરજી જોગ—**

લી૦ સેવક **રૂસતમજી જમશેદજી જીજીભાઇનો સલામ વાંચજો.**

"જત હમારા સુરબીજી સાહેબના તરાનસલેશન ફંડ ખાતેથી જે જે ચોપડીઓ છપાઇ છે, તે તમોએ મંગાવી, તે હમારી પોતાની પાસે હતી તે સરવે 'બુક પોસ્ટમા' તમારા નામનુ સરનામુ કરીને મોકલી છે, તે પોહોતેથી જવાબ લખજોજી"

એજ વીનતી તા૦ ૧૬ મી જુલાઇ ૧૮૭૦

(સહી) **લા૦ સેવક રૂસતમજી જમશેદજી જીજીભાઇનો** સલામ વાંચજો ને બીજી ચોપડીઓબી પાછલથી મોકલીશું.

"બીજુ હમારી ઘણી ખાએશ છે, કે એક ફારસી પઢેલો મુસલમાન યા હીન્દુ ગવૈઓ નોકરીમા રાખીએ પણ કોઈ તેવો અત્રે મલી આવતો નથી તેથી જો તમે તજદી લેઈને પેદા કરીને મોકલશો તો તમારી મેરબાની થાશે. હમે તે ઘણીને રૂ. ૧૫) પંદરનો પગાર આપવાને ખુશી છીએ, ને તે શીવાય રહેવાની કોઠરીબી હમારા બાગમા આપીશુ, ને હમે તરન મહીના સુધી અજમાવીશુ, ને હમારી ખાતરી થાશે તો ચાકરીમો મુકરર કરીશુ, ને ખાતરી નહી થાશે તો માશ ૩) નો પગાર આપીને રસ્તા ખરચના રૂ. ૨૫) પચીશ આપીને વદેઆગીરી કરશુ"

લા૦ સેવક,

(સહી) **રૂ. જ. જીજીભાનો સલામ.**

મજકુર કાગજની સાથે મરહુમ શેઠે મોકલાવેલા પુસ્તકોની ટીપ.

શ્રી ૧।

૧ મકાશેફાતે કએવાની અથવા જામે કેખશરો—ગુજરાતી તથા ફારશી.

૧ કેતાબે એશતાબ જરેદશત અફશાર તથા જીનદેહ રોદ—ગુજરાતી.

૧ જરતોસતી લોકોના ધરમ પુસતકો તથા એ પુસતકોની ભાશા અને પુરાતમપણા—વીસે નીબંધ.

૧ જરતોશતી બચાંઓને વાસતે ધરમ નીતી.

૧ ઈરાની ખીલા રોકી તખતીઓ વીશે ઇઉરોપીઅન ગરંથકારોએ કરેલી શોધ—ઇનામનો રીસાલો.

૧ પેગમર શાહેબ અશો જરતોશતના જનમારાના એહવાલમાં દશતૂર જરતોશત બેહેરાંમે બનાવેલા ફારશી પુસતકનો શરેહ સાથે ગુજરાતી તરજુમો.

પણ એવો એકાદ ગવૈઓ હું લાહોરથી મેળવી મોકલવાની તજવીજમાં હતો, તેટલા મરહુમ શેઠનો એક બીજો કાગલ મને મલ્યો, જેમાં તે માનવંત ગ્રહસ્થે એ ગવૈઆ બાબે નીચલું ફરમાન લખી મોકલ્યું હતું.

"ભાઈ સાહેબ ફરામજી મનચેરજી બુમલાખાઉ જોગ શ્રી લાહોર લા૦ મુબઈ બદરેથી સેવક રૂસતમજી જમશેદજી જીજીભાઇનો સલામ વાચજો જત તમારો કાગલ તા૦ ૬ ઠી સપ્ટેબરનો શ્રી લાહોરથી લખાયલો પોહોતો છે, ને હમારા જુના ગવેઆ મધેનો એક સખસ હાલ આવી મલીઓ છે, તેથી તમોએ જે મોકલવા ધારીઓ છં, તે હાલ મોકુબ કરજો. પણ તે ધણીનું નામ નીશાન તથા કીઆ ગામનો રેહેનાર છે, તે ચોકશ વીગતથી લખી મોકલજો કે કામ પડશે તો કાગલ લખીને બોલાવીસુ બીજુ એ ધણી પાશે સારા સારા રેખતા તથા પરભાતમો ગાવાની હકીકતની ચીજો હોએ, તે ગુજરાતી ભાશામો ઉતરાવી મોકલશો, તો એ ધણીના ગુણ જાણીશું.

એજ વીનતી તા૦ ૧૨ સપટેમ્બર સને ૧૮૭૦

(સહી) લા૦ સેવક રૂસતમજી જમશેદજી જીજીભાઇ.

એ અને એના જેવો અનેક પત્ર વેહવાર મહરૂમ શેઠ સાથે મને ચાલી રહયો હતો, તે સઘળો અત્રે ઉતારી લેવાની જરૂર હું જોતો નથી, પણ એ મહાપરોપકારી શેઠની મારી તરફની ઉદાર લાગણી, મમતા, અને મેહેરબાની કેટલી હતી, તે દેખાડવા માટેજ આ પત્રો મને અત્રે રજુ કરી તેની નોધ લેતાં ખુશી પેદા થાયછે.

### મુબઈમાં રૂનાં સટાની મોહોકાંણ.

#### શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇની પડતી.

૬૧–પણ વખત કદીબી સરવેનો એક સરખો રેહેતો નથી. રંકના રાય, અને રાયના રંક થાય છે. મુંબઇમા કમનસીબે રૂઉની મોહોકાણમાં સટાના સપાટામાં સેંકડો માતબરો, તારાજ થવાના સમાચાર મને દર વખતે મળતા જતા હતા. મોટા મોટા વેપારીઓ એ સટામા ખુવાર અને પાયામાલ થવાની ખબર મને દરરોજ મુંબઈથી મળતી જતી હતી. એવે વખત એક બુરી ખબર મને એક દીવસ એવી મળી, કે તે સાભલી હું ધુજવા લાગ્યો. તે સમાચાર મને તારનાર, મને જીવાડનાર, અને મને ઉગારનાર હાતમદીલ સમાન શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈના પડી ભાગવાના દુખદાયક સમાચાર હતા. એ દુ:ખી સમાચારથી મારૂં સુખ, આરામ, અને ચેન ગોયા ઉડી ગયા. હુ આખમાં પાણી લાવી આ ફરેબી ગરદીશના સપાટા ઉપર અફસોસ કરવા લાગ્યો. અરેરે? આવા ઉદાર દુ:ખભંજંન અને પરોપકારી હાતમ દીલ શખ્સની ખુવારી કરવામા ખુદાની કુદરતની શું મતલબ હશે, તેનો ભેદ કોણ કલપી શકે?

મારી હાલની હાલત, મારી હાલની માલ મીલકત, મારી જાહોજલાલી અને અને મારૂ હાલનુ સુખ, એ સરવે એ હાતમ દીલ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની દોલતને પ્રતાપે હતાં. તેવનની આવી બરબાદીની ખબર સાંભલતાજ મેં ઠરાવ કીધો, કે મારી પુંજીનો પોણો ભાગ હું મારા મુરબી સમાન શેઠ રૂસતમજી

જમશેદજી જીજીભાઈ ઉપર મોકલી આપુ, કે જેથી તેવનને સવખતે કાંઈ મદદ મળી શકે. આ મારો ઠરાવ મેં મારા ભાગીદાર નસરવાનજીને જાહેર કીધો, અને તેવને પણ મારા વીચારને પસંદ કીધો. તુરતજ હમોએ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ ઉપર લખી પુછાવ્યુ, કે હુ તમારો વીસથી પચીસ હજાર સુધીનો દેવાદાર છું, માટે તે રકમ હું તમો ઉપર મોકલવા માગું છું

આ કાગલનો જવાબ તુરતજ વળતા ટપાલમાં મને પાછો મલ્યો. તે જવાબ શું હતો ? મારી પાર વીનાની અજાયગી વચ્ચે, તે જવાબ વાચી હુ હેરત થયો. મારાંજ તે કાગલ ઉપર, લાલ સીહાઇથી રૂસતમજી શેઠે બહુ ટુંકો જવાબ મોકલ્યો, કે "ફરામજી મનચેરજી કોણછે, તેને હું બીલકુલ ઓલખતો નથી. એવે નામના કોઇબી શખસને મે રૂપીઆ ધીરીયા નથી. વીગેરે "

આ જવાબ મળતાજ મારી ઉલટ ઠંડી પડી ગઈ, અને એ સખીવજુદ પારસી હાતમના હકમા હજારો ભલી દુવા ગુજારી, ભલા આશિષ ચાહીને હુ સંતોષ પકડી બેઠો

### હમો ભાગીદારો છુટા પડયા.

૬૨—એ રીતે મે મારી ભાગીદારી નસરવાનજી ભાઈ સાથે, તેર વરશ વેર ચાલુ રાખી, અને અંતે સ્નેહભરી મીત્રાચારી સાથ હમારી ભાગીદારીનુ પતીઆલું છુટું કરી, હમો બ ને જ ન એક બીજાથી છુટા પડયા એ પછી કલકતામા જાહુકનુ રેહેવાનુ મે નકી કીધુ. મારા નેકબા ભાઇ હીરજીભાઇને મેં મારી સાથેજ બચ્ચા તરીકે ચાહીને રાખેલા હતા મારા એ ભાઈ જાતે મેહેનતુ, ઝડપુ, અને સોપેલું કામ ફતેહુમંદીથી પાડ પાડે એવા હોવાથી, તેવન મને મારા સઘળા કામમા ઘણાજ કામના થઇ પડયા હતા.

### ભાઈ એદલજી રૂસતમજી પારખ. ( લખનોવાલા. )

૬૩—આ ભાઈ સાથે પંજાબની જાણ પીછાન અને દોસ્તી હતી. એવન ૧૮૫૮)મા મુલતાન આવેલા હતા એવન ભાઈ શેઠ જામાસજીની કુ૦ મા રાવલપીંડી મધે નોકરીએ હતા. હું તે વેળા ભાઇજી નસરવાનજી એદલજી બેકવાલા સાથે પેશાવરથી, મરીહીલ ઉપર શેઠ જાહાગીરજીની કુ૦ ની પેહેલ વેહેલી દુકાન ખોલવા સારૂ ગયો હતો. એ વેળા ભાઈ એદલજી પારખ મારી આગળી જાણ પીછાનના સબબે હમારા શેઠની દુકાનમા નોકરી રેહેવાની મરજી જણાવ્યાથી, મેં ભાઇ નસરવાનજી બેકવાલાને સમજાવી, મરીહીલ ખાતે લેઇ જવાની ગોઠવન કરી, સાથે લેઇ ગયા મરીહીલમો હમો બંને સાથેજ હતા. તે પછી ભાઈ એદલજીને ફીરોજપુર જવુ થયું.

હુ કલકતે છેઉ એવી ખબર ભાઇ એદલજીને પડવાથી રૂ. ૫૦૦૦) સાથે એક કાગલ ભાઈ નવરોજી માણેકજી દામકેવાલાનો લાવ્યા હતા. તેમા લખ્યુ હતું, કે ભાઈ એદલજી સાથે પોતે ભાગમો લખનો દુકાન ખોલે છે. માટે માલ મટાની ધીરધાર કરશો. આ વેળા ભાઇ એદલજીને મે રૂ. ૧૧૮૫૦)નો માલ આપ્યો હતો.

તે પછી વરસો સુધી અરસપરસ ધીરધાર ચાલવે, ઘણી સારી દોલત એઓ બંને જને મેલવ્યા પછી, છુટા પડતી વેળા એક બીજામાં મીનાકેના ઉભો થયો હતો, અને કોરટમાં બંને ભાગીદારો ચહડયા પછી, મને એઓ બેઉ તરફનો તાર મલવાથી, મેં ત્યાં જઈ બને વચે સમાધાની કરાવી હતી

## ભાઈ જમશેદજી જાંહાગીરજી લાલા (કાનપુરવાલા) તથા ભાઈ એદલજી રૂસતમજી પારખ લખનોવાલા.

૬૪–મુંબઈથી ભાઈ જમશેદજી જહાંગીરજી લાલા કલકતા ખાતે મારે ત્યાં આવ્યા હતા. કાનપુર મધે દુકાન ખોલવા સારૂ માત્ર રૂ ૧૦૦૦) ની ઠાપણુ લેઈ આવ્યા હતા એવન ભાઈ સાથે મે મારા ભાઈજી હીરજીભાઈને એટલીજ કેપીટલ આપી ભાગીદાર બનાવી, કાનપુર બાતે મોકલ્યા હતા અલગત મારી ધીરધાર મોટી હતી. એઓ આજે કાનપુરમા એક જાણીતા વેપારી તરીકે મેસર્સ જમશેદજીની કુંપની તરીકે મોટો ધંધો કરેછે

## ઈ. સ. ૧૮૭૫. સીમલા.

૬૫–એ પછી ઇ. સ ૧૮૭૫ના સાલમા મારા ધંધાના ફેલાવા ચોતરફ કરવામાં હુ રોકાઇ જવા લાગ્યો. તુરતજ મે સીમલામા એક પેઢી ઉઘાડી, ત્યા દુકાન ખોલી. એ બનાવ ઇ સ ૧૮૭૫ મા બન્યા, તેમજ તીરૂટ રેલવે તે તુરતની ચાલુ થઈ હતી, તે રેલવે લાઇન ઉપરના સઘળા મુખ્ય સ્ટેશનો ઉપર રીફ્રેશમેન્ટ રૂમના કંત્રાકટ લીધા. એમા સમસ્તીપુર અને મુજાફરપુર એવા બે ત્રણ રૂમ મુખ્ય હતા. પણ પાછળથી વધારે રૂમના કંત્રાકટ મેળવી શકયો હતો, જે આજ સુધી મારા પોતાનાજ હસ્તકમાંજ રહેલા છે.

## ભાઈ હીરજીભાઇની ભાગીદારી કાનપુરથી છુટી થઈ.

૬૬–એક હાથ ઉપર હું મારો ધંધો મારા આપબળથી વધારયો જતો હતો, તેટલાં દસ વરશ બાદ મારા ભાઈ હીરજીભાઈએ કાનપોર મધે ભાઇ જમશેદજી જાંહગીરજી લાલા સાથ સુલેહ સંપજથી વેપાર મચાવ્યા બાદ, તેઓએ સુલેહ સંપજથી પોતાની તેવન સાથની ભાગીદારી છુટી કરયા પછી, મે તેવનને મારી સીમલાની પેહેડીના ભાગીદાર બનાવી સીમલે મોકલ્યા, અને ત્યાર બાદ તીરૂટની લાઈનમા પણ ભાગીદાર તરીકે સામેલ કીધા. આજ દીન સુધી મારા ભાઈ હીરજીભાઇ મારી સાથેજ રહેલા છે, અને મને ચાહીને મારો દરેક પડતો બોલ માથે ચહડાવે છે. ખુદા દુન્યામાં દરેક ભાઈઓ વચેનો સંપ કાયમ રાખે, એવું મારૂં ચાહાવું છે, તે સરવેને આંમીન થજો.

## તીરૂટ ખાતે કેટલીક મીલકતોની ખરીદી.

૬૭–મારા ધંધાની આબાદીને પોહોચી વળવા માટે, અને થાપણુને કોઈબી રીતે રોકી નાખવાની મતલબથી, તેમજ ધંધા રોજગારની સગવડને ખતર સમસ્તીપોર તેમજ મુજાફરપોર એ બને ઠેકાણે મે બાગ બગીચાને બરની જમીનો ખરીદી, અને તે ઉપર બંગલાઓ બાધ્યા છે.

## મુજાફ્ફરપુરમાં પાણીની તંગી. તલાવ બંધાવ્યો.

૧૮–મુજાફ્ફરપુરમાં પીવાના પાણીની તંગી પડતી મને માલમ પડી. એ પાંણીની તંગીને લીધે ગરીબ માણસો તેમજ મુગાં જાંનવરોને મોટી હેરાંનગતી ભોગવવી પડતી મને જણાઇ. એ હેરાંનગતી દુર કરવાની મતલબથી માણસ જાતના ભલાં અરથે, મેં ખરચ કરી ત્યાં એક ગંજાવર મોટો તલાવ ખોદાવી બંધાવી લીધો, કે જેથી ગરીબોની હેરાંનગતી દુર થાય, અને બીચારાં મુગાં જાનવરોને પીવાનું પાણી મળે. ખુદાના હોકમથી એ તલાવમાંથી આજ દીન સુધી મુજાફ્ફરપોરની ગરીબ રૈયતને, તથા ત્યાંના મુગાં જાનવરોને પીવાનું પાણી મોટા જથ્થામાં મળતું રેહેછે. એ તલાવના બાબમાં મુંબઇનાં જામે જમશેદ છાપામાં, તા૦ ૨૮ મી મે ઈ. સ. ૧૯૦[illegible] અને વાર સોમવારના અંકમાં આ નાકેશ કામ બાબે જે કાંઈ છપાયું છે, તેનો ઉતારો અત્રે કરૂંછું.

મુંબઈના જામે જમશેદમાથી ઉતારો.

### બંગાળના મુજફ્ફરપોર ખાતે બાંધવામાં આવેલું તળાવ.

(અમારા ખબરપત્રી તરફથી)

મુજફ્ફરપોર, તા૦ ૨૨ મી મે.

અત્રે વરસાદજીની મેહેરબાની કમ હોવાથી ગુળીનાં ખેતરો સુકાતાં જાય છે, અને ગયાં બે વરશોમાં રેલથી પાક નાશ પામી લીલો દુકાળ પડયો, અને આ સાલ વરસાદ મળે નહી, એટલે સુકો દુકાળ પડયો છે. પાણીના તળાવો પણ સુકાતા જાય છે, અને અત્રે ભારે ઉદાસી ફેલાઇ છે. કલકતા-વાળા જાણીતા મી૦ ફરામજી મનચેરજી ઝુમલાખાંઉ અત્રની રેલવેની આખી લાંઈનના કત્રાકટર હોવાથી, તથા બીજા અનેક ધંધાઓ અરથે અત્રે કુટુંમ સહીત આવેલા છે. મીસીસ ફરામજી જેઓ બાંદરાવાળા શેઠ સોરાબજી સુબેદારનાં બેટી થાય છે, તેઓ અત્રે ગરીબોમાં પૈસા તથા અન વહેંચીને બને તેટલું સંકટ ઓછુ કરે છે. ગરીબોની અરજ ઉપરથી તે બાઇએ પોતાના ધણી તથા દેર, સીમલાવાળા મી૦ હીરજીભાઇ જેઓ પણ અત્રે આવેલા છે, તેઓને સમજાવી પોતાના સાસુના નામનું એક મોટું તળાવ પોતાની જમીન ઉપર ખોદાવવા માંડયુ છે, અને સેકડો મજુરો આજ ત્રણ માસ થયા કામે લાગેલા છે એ તળાવનું મુરત આજે મીસીસ જરબાનુ ફરામજીએ પોતાને હાથે કરી દાન ધરમ તથા રૂપા નાણાંની સખાવતો કરી હતી તળાવ એક વખત વરસાદથી ભરાય પછી તેમા પાણી ખુટવાનો સભવ નથી. હમણાથીજ જેમ અદર ખોદતા જાય છે, તેમ ઝરા નીકળતા જાય છે. તળાવનાં મુરતની ક્રીયામાં અત્રેનાં પારસી બાંનુઓ તથા ગ્રહસ્થો અને મી૦ ફરામજીના કેટલાક બાણુ મીત્રો હાજર થયા હતા. ક્રીયા ખલાસ થવા બાદ, મી૦ ફરામજીને બંગલે સઘળા ગયા હતા, જ્યાં નામદાર મહારાણીજી તથા લારડ રોબરટસની ખુબ "ચમપીન" સાથ સલામતી લેવામાં આવી હતી.

## સમસ્તીપોરમાં પાણીની તાંણુ-કુવો બંધાવ્યો.

૧૮–જે રીતે મુઝાફ્ફરપુરમાં તેજ રીતે સમસ્તીપુરમાં પણ પાણીની તં[illegible] માલમ પડવાથી તે જગ્યાએ પણ મને એક મોટો કુવો ખોદાવવાનું વાજબી જ[illegible] યાથી તે કામ પણ કેટલાક ખરચને ભોગે મને કરાવાની જરૂર જણાઈ. એ કુવા[illegible] એવો તો સરસ ઉત્તમ પ્રકારનો ઝરો લાગુ પડયો, કે તેનાં અમરત જેવાં આરોગ્યર[illegible] પાણી પીધાથી લોકો રાહત પાંમે છે, એટલુંજ નહી પણ આગ વરાળની હોનાર પ્રસંગે પણ સતાવાલાઓને એ કુવો ગંજાવર પાણીનો જથ્થો પુરો પાડે છે.

### મારો કલકતાનો વેપાર અને વહીવટ

૬૯–એ પછી મારા કલકતાના વેપાર અને વહીવટની આએ જગાએ મારે નોધ લેવી પડે છે. કલકતામાં મારો વસવાટ કાયમનો થઈ પડયો છે, તે વાચનાર રફીકો સ રી રીતે જાણેછે. કલકતામા ચાલતા મારા વેપાર અને દુકાનદારીમાં, મે મારા દીકરા રૂસ્તમજીને નફા તેમજ નુકસાનમા ચાર આનાના ભાગીદાર કીધા છે અને કલકતાનો મારો વહીવટ ફરામજી એન્ડ સન્સને નામે ચાલતો થયો છે

### મારી નવસારીની મીલકત.

૭૦–નવસારી મારૂ અસલ બાપીકુ વતન છે હુમો ત્યા બાપદાદેથી વસ્તાં આવેલા છૈએ

### નવસારી મધે મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની યાદગારી જાળવવાની મારી ઇચ્છા.

૭૧–મજકુર મલેસરવાડના મોહોલાને નાકે એક જમીનનો ટુકડો તેની આસપાસ ફરતી દેવાલ સાથે આવેલો છે શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની યાદગારી કાયમ રાખવાના હેતુથી, મે એ જમીનનો ટુકડો મરહુમને નામે સ્કુલ બાધવા આપ્યો હતો. મારી ઘણી ઇચ્છા હતી, કે મારા બાપીકા વતનમા એ હાતમદીલ શેઠની યાદગારી કાએમ રહે મરહુમ ત્રીજા બારોનેટ (શેઠ માણેકજી) ને એ મારી ખાએશ મે જણાવ્યાથી તેવને એક ઇજનેર મોકલાવી એ જગા તપાસાવી મજકુર સ્કુલ બાધવાની તજવીજ કરી હતી મગર અફસોસ ! આદમી ધારે છે શુ, અને ખુદા કરે છે શુ ! ! ત્રીજા બારોનેટ સાહેબ તરફથી મારી મરજીને અનુસરતી ગોઠવણો થવા પામે, તે આગમજ કમનસીબે ત્રીજા બારોનેટ (શેઠ માણેકજી ખુરશેદજી) ગુજર પામ્યા, અને મારૂ ધારેલુ કામ ખોરબે પડયુ. મજકુર સ્કુલ, એક ભલા ખવાસના હમદીન ભાઈ મેહેરવાનજી નાનાભાઈ મેહેતાએ, પોતાનું ઘેર આપી ઉભી કરાવી

મારી જીદગીને ઉગારનાર, અને ભવીશને સુધારનાર શેઠ રૂસતમજીની યાદગારી મારા બાપીકા વતનમા કાયમ રહે એવી હજી મારી મરજી અને મુરાદ છે હજીબી હું મજકુર જમીનનો ટુકડો કોઇબી વખતે કોઇમા ધણીને વગર દામે કાંઇબી પુણના કામ માટે આપવા તૈયાર છુ. જે ધણી મજકુર જમીન ઉપર જેબી મકાન બ ધાવે, તો તે મકાન ઉપર મરહુમ શેઠ રૂસતમજીને નામની એક તખતી તેવણુની ભલી યાદગારી કાયમ રાખવા ખાતર લગાડે એવી મારી મરજી છે. વળી એ જમીનનો ટુકડો એવા કામ માટે વગર દામે ભેટ આપવા ઉપરાંત, રૂ ૫૦૦ હું જમીનની સાથે કોઈ સારી ગોઠવણ સાથ આપવા પણ રાજી છું.

---

## દંમણુ તથા નવસારી મધે કુવાઓ ખોદાવ્યા.

૭૨–મને કુદરતી એવો શોખ લાગેલો હતો, કે કુવા અને તલાવો બંધાવી પાણીની તંગીથી હેરાન થતા માણસો તથા જાનવરોની હાજતો પુરી પાડવી. એ મારો શોખ જન્મથી મને ઘણો જ વહાલો હતો, અને એ શોખ પુરો પાડવા માટે અત્યાર આગમજ મેં જુદે જુદે ઠેકાણે કુવા અને તલાવો ખોદાવી મારા મનની મરજી પુરી પાડી છે કુવા ખોદાવી તૈયાર કરાવી ત્યાના સતાવાલાઓને રૈયતના વપરાસ માટે એનાયત કીધા છે.

### દમણમાં ખોદાવેલા કુવા બાબે મુંબઇના જાહેર છાપામાં છપાયલી વીગત

(સાંજ વરતમાન બુધવાર તા૦ ૧૯ મી જુલાઈ ૧૯૦૫ માથી ઉતારો)

### દમણ ખાતે એક કુવો ખુલ્લો મુકવાની ક્રીયા.

### પારસીઓ માટે દમણના ગવરનરે જણાવેલા વીચાર.

"દમણનો અમારો ખબરપત્રી જણાવે છે, કે ગઇ તા૦ ૯ મીએ દમણ ખાતે નામદાર ગવરનરની સાલગીરી હતી, અને તે શુભ પ્રસંગ હાથમા લઈ કલકતાવાળા જાણીતા સખાવતી ગ્રહસ્થ મી૦ ફરામજી મંચેરજીની સખાવતથી અત્રે નજદીકના એક ગામના ઢેડાઓ માટે બાંધવામા આવેલો કુવો, ખુલ્લો મુકવાની ક્રીયા નામદાર ગવરનરે દમણના ડોન લુઇઝ સ્કુલ હોલમા કરી હતી. જે વખતે દમણના જાણીતા ગ્રહસ્થો હાજર થયા હતા. શહેરના તેમજ બહારગામના ગ્રહસ્થો જેઓ આવી શકયા નહીં, તેઓ તરફથી દીલસોજીના સંદેશા આવ્યા હતા. ગરીબ ઢેડાઓને જયાફત આપવામા અવી હતી તેમજ નામદાર ગવરનરને પણ તે દીવસે ખાણું આપવામા આવ્યું હતુ નામદાર ગવરનરની લેવામા આવેલી સલામતીનો જવાબ આપતાં તેઓ નામદારે જણાવ્યુ હતું કે, લોકોપયોગી જાહેર ઉદારતાના ઉમદા જુસ્સાના જશવંતા ઝરાને માટે, જરથોસ્તીઓ જગ જાણીતા છે. આ વીશાળ ભરતખંડની ભુમીપર વસ્તી વીધવીધ વર્ણોમા તથા તરેહવાર ટોળાઓમા પારસી કોમ ઘઉંમા માત્ર કાંકરા તુલ્ય ગણાય છે, છતા એ કીરતીવાન કોમે પોતાની જાતી ચંચળાઇથી બધાને બહુ બુલંદ પાઠો આપ્યા છે, અને આ દેશમા એક અગ્રેસર પ્રજા થઇ પડી છે એ કીયાની કોમ પોતાની પ્રસીધ કીરતીની કોલાહની કલગીર અંદર આજ અનેક અમુલ્ય કોહીનુરો બીરાજેલા ધરાવવાને માટે બહુ મગરૂર છે, જેમા સખાવતના સુપ્રસીધ શાહ સર જમશેદજી જીજીભાઇ, ઓ૦ સર મહેતા, પેલા પોતાના પયારા દેશને ખાતર જવાનીનેબી ઝાખ લગાડે એવી રીતે જઇફીમાં લટત ચલાવતા હીંદ હક રક્ષક જોધા મહાન મી૦ દાદાભાઇ નવરોજી, તથા મરહુમ શેઠ તાતાનું નામ કાશમીરથી કનયા કુમારી અને બ્રહમપુત્રથી સીંધુ નદીના કાઠા સુધી દરેક હીંદીઓને જાણીતું અને માનીતું છે. એટલુંજ નહી પણ એ નામોને તેઓ ભકતી ભાવ રૂપી પ્યારથી પુજે છે, એવું માંરા વાંચવામાં આવયું છે. એ પંકાયલી પ્રજાએ પોતાના આ કરી લીધેલા સ્વદેશ સંબંધીની

અવીર્છીન જાનફેશાની જાણવાજોગ જખરીજ છે. રાજદવારી રંગભુમીપર, સંસારી સપાટીપર, સખાવતના ક્ષેત્રપર, વફાદારીના શીખરપર અને વીદ્યાના વધારામાં પારસીઓ બીજી અસંખય હીંદી કોમો કરતાં હમેશ અતી આગળી હરોલે રહી, રૂડી રોશન દીપક દે છે. તેમના નામાંકીત નયાગાનો કેવા લડાયક, બહાદુર અને સાહસીક હતા, તે પ્રાચીનકાળના ઇતીહાસના પુરાણા પોથાઓ આપણુને પુરાવો આપે છે. પરમાર્થ, પરદુંખભંજન અને પરોપકાર એ પારસી પ્રજાનો માનવંત મુદરાલેખ છે. તેમની સખાવત સારવજનીક અને નાતજાતના કે રાજપરરાજના અંતર વીનાની વખાણવા જોગ છે. એટલુંજ નહી પણ આ બાદશાહી આલીશાન મકાન જેમાં આજ આપણે બીરાજવાને નસીબવાન નીવડગા છીએ, તેણી એ હીંદના તુરા મીસાલ લેખાતા આગેવાન ટોળાના મહા ઉદાર ધરમાતમાની ધન્યવાદ પાત્ર સખાવતને આભારી છે. એવા સ્વભાવીક શ્રેષ્ટ સદગુણો ધરાવતી કાબેલ કોમના એક માનવંત મેમબર, તે હમણાજ ડો૦ દીયોગ દે પ્રીતે આપણુને જણાવયુ છે, તેમ નવસારીના વતની અને કલકતામા વસીને બોહોળો વેપાર ચલાવતા મી૦ ફરામજી મનચેરજીએ ભીમપોરના ગરીબ અને દુખી ઢેડોની દાદ લેવાની દલેરી દેખાડી છે, તે સ્તુતીપાત્ર છે. તેમની દુંખીયાઓ તરફની દાઝ અને દીલસોજી માટે મને પ્રો૦ પોસ્ટવાળા તરફથી તપસીલવાર પ્રદરશીત કરવામા આવયુ છે, જે જાણી માનીને એ આપણા અજાણયા ભલા ઉદાર ગ્રહસ્થ પ્રતયેના મારા તરફના માનમાં મોટો વધારો થયો છે. હું આશા રાખું છુ કે મી૦ અને મીસીસ ફરામજીને ખરી ખાતરી સાથ જણાવવામાં આવશે, કે મારી સરકારે તેમનાં આ સ્તુતીપાત્ર ધર્મનાં કામની ખાસ નોંધ લીધી છે, અને ઉપકાર માને છે પ્રજાના પ્રતીનીધી લેખે ડો૦ દીયોગે મને મારી સાલગીરી સંબંધી જે સુભાષીત શબદોમાં મુબારકબાદી આપી છે, તેને માટે હું હેશાનમંદ થયો છુ. પ્રજાવર્ગના પડઘાનું પણ મારા રાજ્ય અમલની તરફેણમાં નમતું હોય, તો તે માટે હું મગરૂર છુ, અને એટલુંજ માનું છું, કે મેં મારાં માથે ઉઠાવેલાં મહાન મીશનની પવીત્ર ફરજ બજાવાના કાંઇક ફતેહમંદ ઉતર્યો છું. આ પ્રસંગે આપણા માનવંત મીત્ર પ્રો૦ પોસ્ટવાળાની ગરીબો પ્રતયેની પ્રશંસાપાત્ર કાળજી વીસારી મેળી શકતો નથી. મને જણાવવામાં આવયુ છે કે મરકી, દુકાળ અને બીજી અનેક આફતોની વેળાએ, ગજવે ગરીબ, પણ એ મન મગજે માતબર ગ્રહસ્થે સરકારની અને પ્રજા વર્ગની સામટી સેવા સારી રીતે બજાવી હતી. આજનાં ધરમનાં કામમા પ્રો૦ પોસ્ટવાળાએ કાળજીથી ભરપુર ભાગ લીધો ન હોત, તો ભીમપોરના નીરધન ઢેડો કુવાનુ સુંદર સાધન કદી પણ મેળવી ન શકત. મને પ્રથમ જણાવવામા આવયું, કે આજની સખાવત કરનાર સદગ્રહસ્થ મારી સાલગીરીનો દીવસ પસંદ કરી તે દહાડે જાહેર વપરાસ ખાતર કુવો ખુલ્લો મેલવાનું મુહુરત મારા હાથે કરાવવાને રાજી છે, જે ઉપરથી જુઓ, કે આજ મને અનેક રોકાણ અને દબાણ હોવી જોઇએ, એમ આપ કબુલશો, તોય એક લાયક ગ્રહસ્થની લાયક ઉદારતાને યોગય ઉતેજન આપવા અર્થે મેં હા પાડી હતી, અને હાજરી આપી છે, વીગેરે,

વીગેરે વીદવતાભર્યુ વયાખયાન કરી છેવટે દમણુની રઈયતની આબાદીને માટે ત્રણ જયનાદ કરાવયા હતા. એવા દરબારી રીતીના ખાણુંના તરીકા પ્રમાણે, પાછળથી સઘળા પરોણાઓની સલામતી લેવામા આવી હતી. જયાર કેડે નવ વાગે ખાણું ખલાસ થયું હતું. થોડોક વખત બીજા સદગ્રહસ્થો સાથ ખુશ ગોફતેગોમા ગુજારયા બાદ, સવા નવ વાગયે સઘળાઓને મળી ભેટી નામદાર ગવરનર વીદાય થયા હતા, જે પ્રસ ગે પ્રો૦ પોસ્ટવાળાએ મી૦ અને મીસીસ ફરામજી તરફથી આજની પ્રેમ-પુર્વક યાદમાં, નામદાર ગવરનરને ભેટ આપવાને પોતાપર આવેલી ચાંદીની સુંદર મુઠ, હીંદુ દેવતાઓની આકૃતીવાળું ચાદીનું એક સુશોભીત કપ, તથા બીજી કેટલીક ચાદીની સુદર કીંમતી ચીજો ઈનાયત કરી હતી. એ સઘળી ચીજો હીંદી કારીગરીનો એક નાદર નમુનો હતો. વળી મી૦ ફરામજી તરફથી નામદાર ગવરનરને મુબારકબાદી ઈચ્છનારો આવેલો તાર તથા પત્ર પ્રો૦ પોષટવાળાએ રજુ કરયો હતો, જે બધાં માટે તેઓ નામદારે અતી ઘણો ઉપકાર માનયો હતો. મઘમઘતા મોટા હાર તથા તુરાઓ ઈનાયત કર્યા કેડે, હાજર રહેલાં બેંડે વગાડેલા પોરટુગીઝ નેશનલ એનથમ અને ફોડેલા ફટાકડાઓની સાથ, તેઓ નામદાર ખુશાલીના પોકારો વચે વીદાય થયા હતા."

એજ પ્રસંગે દમણુમા થએલી મજકુર હીલચાલનો હેવાલ મુંબઇમાં તે વખતે પ્રગટ થતા 'સાજના જામે' નામના છાપામા જે છપાયો હતો, તે સદાબરો અત્રે વાચનારની જાણ માટે ઉતારી લેઉંછું

સાજનુ જામે, શુકરવાર, તા૦ ૧૪ મી જુલાઇ ૧૯૦૫.

## દમણના ગવરનરની સાલગરેહ.

### ભીમપોરના ઢોરા માટે ખુલ્લો મેલાયલો કુવો.

### તેની યાદમાં અપાયલું ખાણું.

"દમણનો અમારો ખબરપત્રી લખી જણાવે છે, કે ગઈ તા૦ ૯ મી જુલાઈ અને રવીવારનો રોજ, દમણના બાબમા રમણીય પસાર થયો હતો. બડી બામદાદમા મોટી દમણમાં આવેલા સરકારી મેહેલના આગણા આગળ વાગેલાં વાજીંત્રોના સુંદર સરોદો, તથા ટેટા ફટાકાના ગ જાવર ઘોઘાટ રૂપી અવાજોથી સગનવંતી સવાર શરૂ થવાની ખુશાલ ગવાહી આપતી હતી. એ શુભ દીવસે અમારા નામદાર હાકેમ સાહેબ સીનયોર ઓલબરટ વાઝ ગીમારાઇસનો મુબારક જનમ દીવસ હતો, અને દમણની વફાદાર રૈયત તરફથી તેઓ નામદારને મળસકામાં પેહેલ વહેલી મુબારક-બાદી આપવાને માટે પ્રજાના પ્રતીનીધીઓએ ઉપલી આવકારદાયક ગોઠવણ કરી હતી, અને નામદાર ગવરનરને પોતાને પણ અજાયબીમાં ઘણા ગરકાવ કરી મેલ્યા હતા.

## ભીમપોરના ડેડાઓએ ભોગવેલી પાણીની ભાવટ.

હમણુમાં આવેલાં કથીરીયા ગામની કંગાળ ડેડ કોમને પાણી જેવી જરૂરીઆતવાળી ચીજનું કીમતી સાધન મુંબઈ નગરીના એક ઉદાર પારસી ગ્રહસ્થે વરસોની વાટપર એક અલાહેદો અને નવો કુવો બંધાવી આપી બર વખતે પુરૂં પાડયું હતું. વખતના વહેવા સાથ એ કુવા માહેલું સંકટની ગરજ સારતું નીરમળ નીર, જમીનના પેટામાં વધુ નીચું ગયલું હોવાથી, કુવો સદંતર સુકાઇ જવા લાગ્યો, અને પાણી મેળવવા સંબંધીના સાંચા તથા ડેડોની હાડમારી પાછી શરૂ થઈ. એ આપદા અને હાડમારી ઉપર અત્રેવાળા મી૦ અરદેશર સોરાબજી પોસ્ટવાળાનું ધ્યાન ખેંચાતાં, તેવણે પોતાની હમેશની તારીફ લાયક ખંત મુજબ કુવામાં વધુ ખોદ કામ કરાવવાની તજવીજ કરી હતી. તોપણ પાણીની ટીપણી તેમજ તંગી કમનસીબ ડેડ કોમના તકદીરમાથી ટળી નહી! એ કમભાગ્ય કોમે પાછું મી૦ પોસ્ટવાળાનું ધ્યાંન ખેંચયું હતું, જેમણે તુરત પોતાના મીત્ર, તે કલકતાવાળા મી૦ ફરામજી મનચેરજી પર એક માયાકુલ પત્ર લખી તે ગરીબ જ્ઞાતીની હાજત પુરી પાડવાને ભાર મેલીને ભલામણ કીધી હતી, જે ઉપરથી એ જરથોસતી શેઠઆએ તુરત પોતાના મરહુમ પહેલાં પરણેતરની નેક નઇયતે એક નાદર રકમ પોસ્ટવાળાપર ઘટતી ગોઠવણ તથા વખતસરની વ્યવસ્થા કરવા વાસતે મોકલી આપી હતી. પણ પાછળથી એ હીણ નસીબની હાજતમંદ કોમનું કમબખત પાછું આડું પડયું, જેણે પોતાનો ભયભીત જોગ જણાંવ્યો! જેથી એ પ્રજાએ પોતાને આગણે આવેલી સવેળાની સખાવત સદાના મોટા ખેદ સાથ ખોહી બેસી, પાણીના ખુટકાની આપદાનું વાદળું પોતાના શીરપર લાચારીથી લટકાવી રાખ્યું છે! મી૦ પોસ્ટવાળાને એક અધીક ઉપ્યોગી અને ખરેખરી હાજતનું ખાલેસ કામ કરવાનો વધુ વીચાર કરવો પડયો, જે આકેબત વખાણ અને માનને પાત્રજ ઉતરયો છે. હમણુથી ચાર માઈલ પર આવેલાં ભીમપોર ગામના ગરીબ ડેડાઓ એકબી કુવો, કે નવાણનું નાનું સુનુંબી સાધન ધરાવતા ન હતા. અને દોઢ માઈલ દુર આવેલા એજ કોમને લગતા કુવામાંથી મોટી મુશકેલી સાથ પાણી લાવી તેનો આ બાબે હઇયાત જેવો સંભાળભર્યો ઉપયોગ કરતા હતા. તેઓનો પાણી મેળવવાનો સઘળો આધાર ગામમાં પાણી ભરતી એકાદ પોતાથી ઉંચ લેખાતી અભણ પણીયારણનાં દયાળુ દીલપર યા તો દોઢ માઇલ દુરની ટાંટીયા તોડ મંજલ કરી આવવા પર આવી લટકેલો હતો.

### પાયામાં પુરાયલો રામનાં રાજયનો પુરાણો સીકકો.

પોતાને મળેલી પરવાનગીથી મી૦ પોસટવાળાએ પોતાના દીલ ખાતેના ઓધાની ફરજો પરથી પાછા હમણ પધારીને સઘળી ગોઠવણો પાકે પાયેથી કરી, અને ડેડવાડના વચલા ભાગમાં કુવો ખોદાવાનું શુભ કામ ગયા જુન માસની શરૂઆતમાં જારી કરયું. દઈવયોગે પાણી સીઠાં અને મોટાં ઝરણનાં મળયાં હતા. ત્યાર કેડે કુવાનું ખાટ મુહુ-

રત કરવામાં આવયું હતું, જે પ્રસંગે તેના પાયામાં શેઠ ફરામજી તરફથી મોકલવામાં આવેલો રામના રાજયનો એક અતી પુરાણો અને રૂપાનો ઈતીહાસીક અમુલય સીકકો, એક સુંદર દાબડીમા બંધ કરીને પુરવામાં આવ્યો હતો.

## કુવો ખુલ્લો મેળવાની ક્રીયા.

એ કુવો તમામ તૈયાર કરી તેપર ઘટતા ગુજરાતી લેખ સાથની આરસ પાહાણની સુંદર તખતી જડવામા આવી હતી, અને તે ગઈ તા૦ ૯ મીએ શેઠ ફરામજીનાં બેહેસતરેશન ધરમી ધણીઆણી બાઈ સાહેબ હીરાબાઈની અતી ગંભીર અને અશો યાદમાં એ લાચાર લોકોના જાહેર વપરાસને વાસતે ખુલ્લો મેળેલો જાહેર કરવાની ક્રીયા દમણની પોરટુગીઝ સરકારના માનવંત પ્રતીનીધી નામદાર ગવરનર સાહેબની મુબારક હાજરીથી અત્રેના જાણીતા "ડોન લુઈસ સકુલ હોલ" મા પાછળા પોહોરે પોણા પાંચ કલાકે કરવામાં આવી હતી એ વેળાએ હોલને અછી તરેહથી સણગારવામા આવ્યો હતો. નામદાર ગવરનર પોતાના સેક્રેટરી સાથ આવી લાગતાં મી૦ પોસ્ટવાળાએ તથા હાજર રહેલા બીજા સદગ્રહસ્થોએ બેંડના સુંદર સરોદો અને ફટાકડાના ચાલુ અવાજો વચે અંતઃકરણપુરવક આવકાર આપ્યો હતો

## અપાયલુ અનદાન અને વહેચાયલું વસ્ત્રદાન

થોડીક પળો ખુશ ગુફતેગોમાં ગુજારયા બાદ, નામદાર ગવરનરની હાજરી હેઠળ ભીમપોરના તમામ ઢેડ લોકને કુવો ખુલો મેલ્યાની ખુશાલીમા મી૦ અને મીસીસ ફરામજી તરફથી વસ્ત્રો વહેંચવામા આવ્યા હતા, જેમાં બાળકોને આઢણી અને પોતડી, તથા મરદો અને ઓરતોને તેમને લાયકના ધોતર અને લુગડાની બક્ષેશ કરવામા આવી હતી. વસ્ત્રો વહેંચની વેળાએ બધો વખત હાજર રહેલાં બેંડે સુંદર રાગણી વજાડી હતી બાદ ઢેડ જાતને જમણ આપવામાં આવ્યું હતું, જે દેખાવ ખરેજ અતી ઘણો રમણીય અને દીલખુશ દીસતો હતો. મીઠા પાણીનો મોટો કુવો મેળવવા ઉપરાંત અને વસ્ત્રદાન પણ વેળા સર હાથ લાગેલુ હોવાથી ઢેડાના હઇયાં અતયંત હરશીત જણાતા હતા, જે હરખનો ઉભરો, ખાઇ પીને ગીતડાં ગાવામાં તથા સખાવત કરનારની સતુતીના પુણો ગાવામાં બહાર પાડી બતલાવ્યો હતો.

## નામદાર ગવરનરને અપાયલું ખુશાલીનું ખાણું.

દમણના નામદાર ગવરનરે પોતાની અનેક રોકાણો છતાં જે તારીફ લાયક તસદી લીધી, તેની ભલી યાદમાં તથા તેજ દીવસે તેમની મુબારક સાલગ્રેહ પડેલી હોવાથી તેની ખુશાલીમા મી૦ ફરામજી તરફથી, સ્કુલના આલીસાન અયવાનમાં એક દબદબાભરેલું ખાણું આપવામા આવ્યુ હતું. ખાણાં માટેની સઘળી દેખરેખ મી૦ પોસ્ટવાળાના બે અંગત મીત્રો તે અત્રેના જાણીતા જવાન જાગીરદાર મી૦ સી. પી. માસકારેનયસે તથા નાની દમણના ખંતીલા પોલીસ કમીશનર મી૦ આઝપીલ્કેટ દે. મીનેઝે કરી હતી. ખાણાનાં દીવાનખાનાને દમામથી સણગારવામા આવ્યું હતું. અને મી૦ ફરામજી તથા તેમના ભલા ને લાયકીવાળા મોહોરદાર મીસીસ જરબાનુનો

લેગો ફોટો ફુલપાનોની વચ્ચે એક મેજપર મુકવામાં આવ્યો હતો. સ્કુલ હૉલની દરેક બારીએ રોશનીની બતી મેળેલી હોવાથી તે મોટાં મકાનનો દેખાવ બહારથી મહા મનોરંજક માલમ પડતો હતો. ખાણાંની ટેબલને ઉમદા આરટીસ્ટીક ટેસ્ટથી સણગારવામાં આવી હતી, અને તેને નાળરેકી યાને 'ચુનો' આકાર આપવામાં આવ્યો હતો, કારણકે નાળને સઘળા યુરોપીયનો સગનની એક શુભ નીશાણી ગણે છે. બરાબર છ વાગે ખાણાંની મેજ બીછાવવામા આવી હતી, જેને મથાળે નામદાર ગવરનરે બેઠક લીધી હતી નામદાર ગવરનરની સામે સુંદર અક્ષરોથી લખાયલું એક મનોહરણ 'મીનુ' મુકવામાં આવ્યું હતુ. ખાણા પર બીજા નીચલા ગ્રહસથો ગોઠવાયા હતા–સ્થાનીક લશકરના વડા કેપટન ગારસીઅ. સ્થાનીક સરકારના સેક્રેટરી સીનયોર મીનેઝ. સરજયન મેજર સીનયોર ડા૦ મીનેઝ. આંદરાદુ. હેલ્થ ઑફીસર, ડા૦ મીનેઝ. જાગીરદાર મી૦ સી. પી. માસકારેનયસ. જાણીતા વકીલ ડા૦ દીયોગ–ડે-બ્રીટ મી૦ અ. સો. પોસ્ટવાળા મી૦ લાઝરૂ ડી. સોઝા મોટી દમણની ગુજરાતી સરકારી શાળાના વડા શીક્ષક મી૦ નવરોઝ પોસટ-વાળા, અને આસરે દજન ઉપર ગ્રહસ્થોએ ભાગ લીધો હતો ખાણા ઉપર અનેક વીશયો પર વાતચીત ચલાવવામા આવી હતી, જેમા જુદદીનોને જગ્થોસતી દીનમા દાખલ કરવા કે કેમ તેના જાગેલા ઝગડાએ બી થોડોક વખત રોકયો હતો ત્યાર બાદ રાબેતા મુજબ ચંપીનના મખવાગીયા મોહક પીણાથી નામદાર ગવરનરની સલામતી મી૦ પોસટવાળાની એલતેમાસ ઉપરથી અત્રેવાળા જાણીતા જવાન વકીલ ડા૦ દીયોગ ડે-બ્રીટે ઉભા થઇને લેવાડી હતી જે વેળાએ પોતાની હંમેશની છટા-દાર જબાનદરાજીથી નામદાર ગવરનર સાહેબના સદગુણોની સતુતી કરી, શેઠ ફરામજી તથા મી૦ પોસ્ટવાળા તરફથી તેઓ નામદારે લીધેલી તસદી માટે મોટો પાર માનયો હતો, અને દમણની પ્રજાના એક પ્રતીનીધી લેખે તા૦ ૯ મીના સબકતા માંગળીક શુભ દીવસે નામદાર ગવરનરની પડેલી જનમગાંઠને માટે પ્રજા તરફ મનોમંગથી મુબારકબાદી આપી લાબુ અને ઉજવળ આયુશ ઝળકતી ચળકતી કારકીરદી અને પ્રજાપ્રીયતા સાથ ઇચછયું હતું, અને નામદાર ગવરનરને માટે ત્રણ વાર હરશનાદ કરાવ્યા હતા, જે સઘળાઓએ સાથે ઉભા થઇ ઝીલી લીધા હતા. ત્યાર કેડે નામદાર ગવરનરે પોતાની સલામતીનો વળતો જવાબ આપયો હતો. ખાણું પુરૂં થવા પછી નામદાર ગવરનર વીદાય થયા, તે વખતે મી૦ પોસ્ટવાળાએ ફુલના સુંદર હાર તોરા તેવણને એનાયત કરયા હતા. એ ઉપરાંત મી૦ અને મીસીસ ફરામજી તરફથી નામદાર ગવરનરને ભેટ આપવા માટે આવેલી ચાંદીની કેટલીક સુંદર ચીજો તેવણને એનાયત કરવામાં આવી હતી. સેવટે પીતા પુત્ર મેસર્સ પોસ્ટવાળાને મી૦ ફરામજી તરફથી કરૂઝર છાપની મોહોરો ભેટ કરવામાં આવ્યા બાદ મેલાવડો વીખરાયો હતો.

---

## કલકતામાં મારી વધતી જતી વહીવટદારી દેખાડનારો ઈનતેખાબ.

આ કેહવત એક પારસી શાએર લખી રચી ગયો છે, કે,

'શ્રી દાદારની મેહેર જેના પર,
તેનું કોઈ કાઈ કરે નહી,
આસમાનથી ફેંકે નીચે,
તોબી તે કદી મરે નહી.'

મારી હાલત દીન જતે તેવીજ થતી રહી હતી. ભગત કબીર કેહી ગયો છે, કે

'જીતને ગગનમે તારે હય,
ઇતને શત્રુ હોય,
કિરપા હો કિરતાર કી,
તો બાલ ઉખાડે ન કોય.'

તેમ કલકતામાં મારી વધતી જતી જાહોજલાલી અને વહીવટદારીથી મારી તરફ હુસદની લાગણીથી ઘણાકો જોતા હતા. પણ મારી ઉપર તે કીરતારની મેહેર હતી, એટલે હું મારો રસ્તો સેહલથી કાપતો જતો હતો

કલકતામાં મારૂ પેહેલું રેહેઠાણુ ચીતપોર રોડ ઉપર મેં કીધું હતું. એ મકાનનું માસીક ભાડુ હું દર માસે રૂપીઆ ૨૫) આપતો હતો. ત્યાર પછી મારૂં કામ જેમ વધતું ગયું, તેમ તેમ મને મોટી જગ્યાની જરૂર પડતી ગઈ, એટલે રૂ. ૨૫) ઉપરથી મને રૂ. ૫૦) ની જગ્યામાં જવું પડયું, અને રૂ ૫૦) ઉપરથી વધી રૂ ૬૫) રેહવાનું ઘેર ઑફીસ અને ગોદાઉન માટે આપવા પડતા હતા.

ખુદાની રેહેમત વધતી ચાલી, એટલે કામ પણ વધતું ગયું, અને કામના પ્રમાણમા જગ્યા પણ વધારે લેવાની ફરજ પડતી ગઇ. મોટી જગ્યા વગર કામ થઈ શકે એમ નહી હતું, એટલે ખરચ પણ વધતો ગયો. ઈ. સ. ૧૮૯૭ ના સાલમાં મારા વધતા જતાં કામને પોહોંચી વળવા, મને બેનટીક સ્ટ્રીટવાલું મકાન રૂ. ૧૨૫) ના માસીક ભાડે લેવું પડયું. એ મકાનમા આજસુધી હું મારા કુટુંબ સાથ વસું છું. આજે એજ મકાનનું ભાડું મને રૂ. ૪૦૦) આપવું પડેછે આ ઘરના બાબમા એક રમુજી બનાવ જે બનવા પામ્યો હતો, તેની ટુંક નોધ અતરે નોંધી લેવાની મારી લાલચ હું ડોબાવી શકતો નથી

### ભુતમાંથી વસાયલુ બેનટીક સ્ટ્રીટવાલું મારૂં ઘર.

૭૪—હું જ્યારે એ મકાનમાં પેહેલો આવી રહયો, ત્યારે એ મકાનને ભોયતલીએ સેગરેલ કંમ્પનીને નામે જણાયલા કેમીસ્ટોનું દવાખાનું હતું.

આ સેગરેલવાલાઓ એ ઘરના માલ ઉપર જે કોઇ રેહેવા આવતાં, તેમને એવું કેહીને ભડકાવીને ગભરાવતા, કે "એ ઘેરમાં ભુત છે, અને તેથી એ ઘરમા

કોઈ રેહી શકતું નથી. દર રાતે ભુત જાગે છે, અને ભાડુતોને સતાવે છે " પરીણામ એ આવતું, કે જે કોઈ રેહેતાં હતાં, તેઓ થોડા દીવસમાં ભુતના ચાલા અને ભુતની ગડબડથી ગભરાટમાં પડી ખાલી કરી જતાં. એ સબબને લીધે એ ઘરમાં કોઇબી કાયમ રેહી શકતુ નહી હતું

પણ મને મોટી જગાની જરૂર હતી, અને એ મકાન મારા કામને લાયક થઈ પડશે એવું મને લાગવાથી, અને રૂ. ૧૨૫) ના ભાડામા આવી મોટી કુસાદે જગ્યા મળતી હોવાથી, એ જગ્યામાં જઇ વસવાનો મેં વીચાર કીધો. ખબર કાહાડતા માલમ પડયું, કે એ ઘેરમા ભુતમામાં વસ્તા હોવાથી તે ખાલી પડી રહયુ છે. આપણા ધ્યાનમા એ વાત ઉતરી નહી. પંજાબમા આપણ પંજાબી ભુતોને ખાઈ ગયલા, તો આ કલકતાના ભુતોને ઠેકાણે લગાડતાં કેટલી વાર? રૂ. ૧૨૫) માં હીમત કરી, એ બેનટીંક સ્ટ્રીટવાલું મકાન લેવાનું મે નકી કીધું.

## ભુતમાંમાથીં વસાયલુ મકાન ૩૦ વરશને પટે લીધું.

૭૫–હું એ ઘરવાલાને ઓળખતો હતો. તેની સાથ લાંબી મુદતનું 'લીઝ' કરવાની મેં ગોઠવણ કીધી. ૩૦ વરશનું લીઝ કીધું, અને ભુતના ગુફામા સેવક જઇ રહયો. દવાખાનાવાલો બુઢો સીગરેલ મને ઘણો બીહવાડવા લાગ્યો, કે 'બચ્ચાં છોકરાને તપાસજો, કેમકે ભુત રાતનાં જો જાગશે, તો તેઓ ધાસ્તીનાં મારયાં હેબતી જશે, મેં જવાબ દીધો "હમારી અવસ્તા એવી જોરાવર છે, કે ભુત ડાકણ સઘળાં તેની આગળથી દુર નાહાસી જાય છે " બુઢો સીગરેલ મારી તરફથી આએ સખુનો સાભલી મુગો બેઠો, અને હમો બેનટીક સ્ટ્રીટવાલા મજકુર મકાંનમાં, આવી રહયા. બે ત્રણ રાત તો હમોએ નચીનતાઈથી ઉંઘ કાહાડી. હમો રોજ રાતનાં ભુતમામા જાગશે એવી ધાસ્તીમા વખત ગુજારતા હતા, પણ ત્રણ રાત વેર કાંઈ જાણવા જોગ બન્યું નહી. વળી હમો રોજ રાતના તેમજ દીવસનાં દાદાર હોરમજદની બદગી તેમજ સુખડ લોબાન વીગેરે છુતથી બાળતા હતાં, કે ભુત પલીદી દુર થાય, સબબ અંદરખાનેથી હમારા પણ લપ્પાં થોડા ઘણા લેવાતાં હતાં. એવી ધાસ્તી અને ધડક ધુજારા વચે ચોથે દાહાડે રાતના નીંદમાં એકાએક ખલલ પડી! હમો ધારતા હતા, તેમ હમારી વકી પ્રમાણે ચોથે દાહાડે રાત્રે, મોડેથી ભુત અને પલીદોએ હમારાં મકાનમા દેખાવ દીધો. હમો રાબેતા પ્રમાણે ભણી ગણી સુતા હતાં, તેવામા એકાએક મકાનની હેઠલ ગગડાટ અને ભયંકર અવાજો સંભલાવા લાગ્યા.! ઘરમા છોકરાંઓ આ અવાજના પુકારો સાભલી બીહીને જાગી ઉઠયાં, અને ધાસ્તીથી હેબતઇ ગયાં. મેં જાણ્યું કે હું જો હીંમત હારી જઈશ, તો કાલનો દુકાળ આજે પડશે. માટે હીંમત પકડયા વગર છુટકો નથી. તુરતજ મેં હાથમાં એક મોટી ડાંગ લીધી, અને છોકરાઓને ધીરજના સખુનો કહી આગળે દાદરે નીચે ઉતરી, મારા ચાર ડરબાંનો તથા ચોકીદારો જે ત્યાંજ સુતા હતા, તેઓને મારી સાથે લઇ, મોટે દરવાજેથી ગુપચુપ બાહાર નીકળી, બારણાના બાકોરામાંથી ચીમાઇને, જે ઓરડામાથી અવાજ આવતો હતો, ત્યાં

હું જોવા લાગ્યો, તો ઓ પાક પરવરદેગાર! મેં શું જોયું! હું તો કાંઈ જુદુજ જોવાની વકી રાખતો હતો! પણ તેને બદલે મેં કાંઈ જુદુંજ જોયું!

બરોબર નજર થેડવીને જોયું તો બુઢો સીગરેલ અને તેની સાથે રેહેનારાંઓ કાળા રંગના મોટા જભાઓ પેહેડી, ઓરડામાં બુમ બરાડા અને ખુબ ઢીંગાણુ મચાવી તરેહેવાર ભયંકાર, બીહીક લાગે એવા પુકારો પાડતાં હતાં. પણ તેઓ સઘળાએ મને નીચે ઉતરતાં જોયો હશે, યા મારા દરબાન અને ચોકીદારો જે મારી સાથે હતા તેઓ ઉપર કાઈ તે લોકની નજર પડી હશે, તેથી તેઓ એકદમ અવાજ કરતા મુગા થઈ ગયા, અને પેલા કાળા જભા કાહાડી નાંખી, જાંણે કાંઇ બન્યુંજ નહી હોય તેમ ચુપચુપ સુઇ ગયા.

## ભુત મામા ખાસ્સા પકડાયા!

૭૬—આ તેમની હેબતાવનારી ચાલથી મને ઘણો ગુસ્સો ઉપજ્યો મેં તે લોકનો દરવાજો રાતોરાત ઠોકયો. તેઓ સઘળા જાગી ઉઠી, કાંઈ જાણુતાજ નહી હોય એવો દેખાવ કરી અંજાણા થઈ ગયા. પણ મેં ખુબ રીતે તે લોકને દમ ભરાવી સવારૂં પડતાંજ પોલીસમા ઘસડવાની ધમકી આપી

સવારૂં પડતાજ મીસતર અને મીસીસ સીગરેલ ઉપર પોલીસમાં મેં કાંમ ચલાવાની હીલચાલ કીધી. પણ તે ખબર તે લોકને પડતાજ તેઓ પોતાના કામ માટે માફ માગવા લાગ્યા. તે લોકની આએ હીનપસ્તીભરી ચાલની મતલબ એટલીજ હતી, કે આવી રીતે ભુત પલીદની ધાસ્તીથી તે મકાનમા કોઇ પણ ભાડુત આવે નહી, એટલે તેઓ આખું મકાન પોતાના કબજામા રાખી, તે સસ્તાં ભાડાંમા વાપરે. એવી રીતે વર્ગો સુધી આ મકાનને બદલામીનો કલક લાગી ગયાથી કોઈ પણ તે ઘરમા વસ્તું નહી હતું, પણ હમો તેનો ઇલાજ કરી, ભાડુત તરીકે આજ દીન સુધી વસવાટ કરી રહયા છીએ, અને તે દીવસથી ભુત મામાની આવ જાવ બેનટીક સ્ત્રીટવાલા આ ઘેરમાથી સદાની નાબુદ થઇ ગઈ છે. આ બનાવ બન્યા પછી સીગરેલવાલાઓને હવે ઘેરમા રેહેવું ભારી પડવા લાગ્યુ, તેઓએ પોતાના દવાખાનાને લગતુ ફરનીચર, તમજ દવા દારૂ વીગેરે સઘળો સામાન વેચી નાખી પોતે ખાલી કરી જવાની મરજી મને જણાવી. એ ઉપરથી મેં એ દવાખાનું તેના સઘળા રાચરચીલા સાથે રૂ ૭૫૦૦ ની કીંમતે ખરીદી લીધુ, અને એજ દવાખાનામા જોઈતો ફેરફાર કરી, બે ડાકતરોને મેં પગારદાર રાખ્યા, તથા એક અમેરીકન લેડી મીસ ડા૦ બીન્ક નામે રોકી, અને મારૂં કામ ચાલુ કીધું આ મારૂં નવું કામ નવા ધંધા તરીકે ચાલું થયું હતું. એજ વખતે મુંબાઈવાલા મરહુમ ડાકતર દાદાભાઈ જમાસજી કાપડીઆનું અતરે આવવું થયાથી, તેવને મારા ઉપલા દવાખાનાના કારોબારની નજરો નજર તપાસ લીધા પછી, પોતાનો પુરેપુરો સંતોશ જાહેર કીધો હતો. મેં ડાકતર કાપડીઆને અરજ કીધી, કે તમો સાહેબ મુંબઈ જઇ કોઈ કાબેલ પારસી ડાકતરને જો મોકલી આપો, તો હું તેને હસ્તક આએ દવાખાનુ કરૂ. ડાકતર દાદાભાઈએ મુંબઇથી એક ડાકતર મોકલવા કબુલ્યું ખરૂં, પણ કોઈ ડાકતર આવી શકયો નહી.



બેહેસ્તન બેટી ગુલબાંનું અને
મારાં પેહેલાં ધણીઆંણી મરહુમ હીરાબાઈ ફરાંમજી બુમલાખાઉ.

## ડાકતર મીસ બીન્ક રૂ. ૫૦૦૦ લઈ પસાર થઈ ગયાં !

૭૭–વાચનાર મેહેરબાન, મારા ધંધા અરથે મને ચોતરફ લાઇનો ઉપર અવારનવાર લાબો વખત મહીનાઓ સુધી જવું પડતું હતું. એટલે મારી ગેરહાજરીમા આ મારા દવાખાનામા કામ કરતા ડાકતરો પોતાના ખીસાં ભરવા ભુલતા નહી હતા. એક વખત ડાકતર મીસ બીન્કને પનાના માહારાણીની બીમારીની સારવાર કરવા રૂ૦ ૫૦૦)ની કબુલાતે મે રવાના કીધા રાણી સાહેબ સાજાં થયા, અને ઇનામમા રૂ ૫૦૦૦) ઉપરાંત ભેટ સોગાદ આપી, તેવનને પાછા કલકતે રવાના કીધા. પણ મીસ બીન્ક તે સઘળો અવેજ લેઇને કલકતે આવવાને બદલે કરાચીને રસ્તે અમેરીકા વટેણા વાવી ગયા વેટણા વાવી ગયા, અને આજ દીન સુધી તેવણના કાઈબી પત્તો જડયોજ નથી.

આવા સંજોગ વચે મારા નાણા અને વખતની નાહક બરબાદી ઝાઝીવાર કરવાનું મેં વાજબી ધારયું નહી, અને તુરતજ મે આ આખું ખાતું લીલાંઉથી વેચી નાંખી વગર હાસલે આ જંજાલીમાંથી હું નીકળી ગયો.

### નવો સાહાસ. નવો ઉમંગ.

૭૮–લગભગ એ વખતે બેઝવાડા, વોલટેર, અને વીઝાગાપતમની નવી રેલવે બંધાઈ તૈયાર થઇ હતી. એ રેલવેના ત્રાફીક મેનેજરો મારા મીત્ર હોવાને લીધે, એ આખી લાઈનના રીફ્રેશમેન્ટ રૂમોના મને કનટ્રાકત મલ્યા હતા.

### ગુજરેલાં તરફની મારી વફાદારી. મારી દીકરીને મે આપેલો વચન.

૭૯–મારી દીકરી કવખતે ગુજર પામી હતી. તે વાહાલા ફરજદ તરફની મને પવીત્ર ફરજ બજાવવી હતી. તે દીકરીના કવખતના મરણની કાહાણી હું અતરે રજુ કરવાને રાજી નથી, પણ તેણીના મરણ સમે મરતી વખતે તેણીએ મારી પાસે એવું માગી લીધું હતું, કે "જેવી રીતે હું મારી દીકરીને તેણીનો હૈયાત દરમ્યાન પાલતો હતો, તેવીજ રીતે તેણીના મરણ પછી તેણીના ખાવીંદને પણ પાલવો." મેં તે મરનારનાં સખુનો પાલવા કબુલાત આપી હતી. મારી દીકરી દસ માસનો એક બેટો મુકી ગુજર પામી હતી. તે મરહુમ દીકરીના ખાવીંદને–મારા જમાઈને–લાંબી મુદતે બીજી વાર પરણવાની મે ભલામણ કીધી હતી, અને તેને રૂ. ૧૦૦૦) રોકડા આપી, ઉપલી રેલવે લાઈનના રીફરેશમેન્ટ રૂમનો કારોબાર તેને સ્વાધીન કીધો હતો. આજે તેઓ સુખમા પોતાના દીવસો ગુજારે છે, તે જોઇ હું ખુશીછું.

એ મારા જમાઇનું નામ પેસતનજી દોરાબજી ચોકસી છે. મારી દીકરી જે દસ માસનો દીકરો મુકી ગુજર પામી હતી, તે દીકરાને મેં મારી નાકેસ શકતી અને ગુજાસ મુજબ સંભાલથી પાલી પોસી મોટો કીધો. તે આજે છવીસ વરશની ઉંમરે પુગ્યો છે, અને વેલાત જઇ ઈલેકટ્રીક એનજીનીયરનું કામ શીખી આવ્યો છે.

## દારજીલીંગમાં પેહલવેહેલ્લી પારસીની દુકાન.

૮૦–લગભગ એજ પ્રસંગે સેવકે એક દુકાન ડારજીલીંગ ખાતે ઉઘાડી, તેનો વહીવટ મેનેજર સાહેબને સ્વાધીન કીધો હતો. પણ કમનસીબે ફરામજી મંચેરજીને જે કોઈ મલ્યા, તે સઘળાજ તેના ખીસાની ખબર લેનાર મલ્યા. ટુંકમાં લખ્યા વગર ચાલતુ નથી, કે ડારજીલીંગવાલુ ખાતુ એવુ જણાયુ, કે 'નોકર કમાય ને ધણી ગમાય ' એટલે મારા વાચક મેહેરબાન, તુ વીચાર કર, કે મને શુ ગ્નતો એ મારા ડારજીલીંગના સહાસના મબધમા લેવો પડયો હશે? ત્રણ વરશ વેર એ ખાતુ મે જેમ તેમ કરી ચાલુ રાખ્યુ હતું, પણ અંતે મેનેજર સાહેબની લુચાઈને લીધે તે દુકાન બધ કરવાની મને દુખભરી ફરજ પડી હતી.

## મેસર્સ અપકાર કંપનીની સ્ટીમરોનું કંત્રાકટ.

૮૧–અતરેની જાણીતી મેસર્સ અપકારની કપનીની ત્રણ સ્ટીમરો, જે હમેશા ચીન, સીંગાપુર ખાતેની સફર કરતી હતી, તેમા આવતા જતા પેસીનજરોને તથા સ્ટીમરોના કેપટનો, માલમો, અને એનજીનીયરો વગેરે સરવે અમલદારોને ખાવાની ખોરાકી પુરી પાડવાનુ કત્રાકંટ મે લીધુ હતુ. એ કામમા ઘણો સારો નફો અને સારી આવક હતી, એમા તો જરાએ શક હતો નહી પણ આપણા હમદીનોને એ સ્ટીમરો ઉપર કામે લગાડવાનો મને શોખ હોવાથી કેટલાક ચીબાવલા અને ઈતિરના હાલ્લા જેવા પારસીઓને એ સ્ટીમરો ઉપર મે કામે લગાડયા હતા, અને પરીણામમા એકજ વરશમા મને મોટુ નુકસાન વેઠવુ પડયુ હતુ પારસી પોરીઆઓએ મને એવી ચાનક લગાડી છે, કે તેઓને કદી જોખમ ભરેલા ઓધા ઉપર નોકરીએ રાખવાને હુ હવે રાજી થઈશ નહી. તોપણ હુ માનુ છુ કે જેમ આદમીના હાથના પાચે આગળા સરખા હોતા નથી, તેમજ સઘળા પારસીઓ કાંઈ એવાજ હોતા નથી કેહવત ખરી છે કે:–
" માણસ માણસમા આતરો, કોઇ જવેર અને કોઇ કાકરો "

એજ વખતે એજ સ્ટીમર ઉપર એક પારસી નગ એવુ મલ્યું, કે તેની ચીલ ઝડપની જેટલી વાત બોલુ તેટલી ઓછી. તે પારસી કોઈ માવજી ખાનદાનનો સુરતી હતો તે મુરબી નાણાની એક રકમ ઝડપ કરી સીંગાપોરથી પોબારા કરી ગયો સારા નસીબે સ્ટીમરનો કેપટન નેક અને ભલો હતો, તેથી ઝાજી નુકસાનીમા મને જવુ પડયુ નહી. એવા એવા અનેક સજોગો વચે, અપકાર કંમપનીનુ કામ છોડી દેવાની મને ફરજ પડી હતી

## સેહજમાં બચી ગયો. ખુદરતની મેહેર.

૮૨–મેં હમણાજ આપને જણાવ્યુ, કે જેના ઉપર કીરતારની મેહેર હોય છે, તો તેને મારનાર જખ મારેછે તેમ એક બનાવ મારા બાબમા એવો બનવા પામ્યો હતો, કે તે જો બન્યો હોત તો મારી તેમાં મોટી ખરાબી થઇ જતે. તે બનાવની મને એક ટુંક નોધ અતરે લેવી પડેછે.

દામોદર જાદવજી નામે એક હીંદુને મેં મારે ત્યાં પંદર વરશ સુધી એક કારભારી તરીકે નોકરીમાં રાખ્યો હતો. રફતે રફતે તે મને એટલો તો ઈમાનદાર અને પ્રમાણીક માલમ પડયો, કે હુ તેની તારીફ હમેશા કરતો હતો. દામોદર જાદવજીને માટે મને ફરીઆદ કરવાનુ જરાબી કારણ મલ્યું હતુ નહી, પણ કમનસીબે એ દામોદર જાદવજીનો લોભ જાગ્યો, અને તેણે લક્ષાપતી થવાનો મકકમ વીચાર કીધો

ભાઇઓ જે એકદમ લક્ષાપતી થવા નીકળે, તેને કેટલો જોખમ ખેડવો પડેછે, તેનો કાઇ વીચાર આવેછે ?

એ દામોદર જાદવજી સાથે મુંબઈ ખાતે, અને મરહુમ ભાઈ નસરવાનજી ફરદુનજી પારખ સાથે મેં ભાગીદારીમા પેહેડી ઉઘાડી, ફકત વેલાતથી માલમતા મંગાવી, જે જે જોઈએ તે ખરીદી વેચે, એવી રીતે અમારે બે વરશ સરલ રીતે હમારૂં કામ ચાલ્યુ. પણ એટલામા મે કેહયુ તેમ દામોદર જાદવજીનો લોભ તેના મનમા જાગરૂત થયો તેને લક્ષાપતી થવાનો સ્વપનો આવવા લાગ્યો તેણે એક યોજના ઘડી કાહાડી દામોદરની એ યોજના પ્રમાણે તેણે આખી સ્ટીમર ચારટર કરવા માડી. અલબતા દામોદર જે સ્ટીમર ચારટર કરતો હતો, તે હમારી આટને આધારે થતું હતુ, અને તેથી એ મહાભારત કામમા જે કાઇ ખોટ આવતે, તે ખોટના જોખમદાર પણ હમુને રેહવુ પડતે પણ દામોદરના આ મહાન પરાક્રમની હમુને જરાબી ખબર તેણે હમારે કાને આવવા કે પડવા દીધી નહી, અને હમો તેના એ કામથી સેવટ સુધી બીલકુલ બેખબર રહયા હતા. પણ સારા નસીબે મરહુમ નસરવાનજી પારખને તેનો કાઈક અંસારો માલમ પડયો, અને તે અંસારો જણાતાજ ભાઈ નસરવાનજી પારખે હમુને તે વીગતથી જાણીતા કીધા, કે દામોદર તો આવાં ઉંડા પાણીમા તરતો માલમ પડે છે આ ખબર મારે કાણે પડતાજ મારા હાડ ધ્રુજવા લાગ્યા તુરતજ મે ભાગીદારી બંધ કીધી, અને લેણુ તથા દેવું ચુકતે કરી નાખ્યુ

પણ મજકુર દામોદરના ધ્યાનમા આ જોખમ ભરેલા તેના સાહાસનું બેહુદાપણું ઉતર્યું નહી. તેણે બીજાઓ ભેગા સ્ટીમર ચારટર કરવાનુ કામ ચાલુ કીધું, અને ટુંક વખતમા તેણે પોતાની સાથવાલાઓને મોટી નુકસાનીમા લાવી નાખ્યા, અને પોતે પણ ખુવાર થયો . લાજ મારી.તો તે દાદગર દાદારેજ રાખી એ પછી નવા સાહાસો માથે ઉઠાવવાનું, અને નવા ભાગીદારો સાથે નવી ભાગીદારી કરવાનુ કામ એકદમ બંધ કરવાનો નકી ઠરાવ એવકે કીધો.

## ઈ. સ. ૧૮૮૨. મહારાજા ગાયકવાડ શીઆજીરાવ કલકતામાં.

૮૩–ઈ. સ. ૧૮૮૨ મા મહારાજા શીઆજીરાવ ગાદીએ બેઠા પછી, તેવન કલકતાની સેહલગાહે પોતાના ૬૫૦) આદમીના ગંજાવર રસાલા સાથે આવ્યા હતા. તેવનની સાથે તેવનના કાકાજી, તથા તેવનના ભાઇઓ પણ હતા. એ સઘળાઓને

કલકતામાં વસવા માટે બંગલાઓ તથા ખાવાપીવાની અને બીજી જોઇતી તમામ ચીજો પુરી પાડવાનું કાંમ અને કારોબાર, મને સપુરદ કરવામાં આવ્યો હતો

તુરતજ બંગલાઓ મોઘી કીંમતે ભાડે લેઈ તેને સંગારવા માડયા. તેમાં જોઇએ તેવા રાચરચીલા, કીંમતી ગાલીચા, અને સુદર ફરનીચર, બીલીયરડ ટેબલ વીગેરે મુકાવી, તે વડે સ ગારી, ખરચની કાઇ પણ કચાસ કીધા વગર, પરીઆના માળા જેવી બનાવટ કરી તૈયાર કીધા એ બ ગલાઓનો સ ગાર થઇ રેહા પછી, પોલીટીકલ એજ ટ જનરલ વોટસન સાહેબ, મહારાજા આવે તે આગમજ તે જોવા આવ્યા હતા. તેવન બંગલાને આવી રીતે સંગારેલો જોઇ છક થઇ ગયા, અને તુરતજ મને શેકહેન્ડ કરી મારો ઉપકાર માન્યો બીજે દીવસે મી૦ એલીયટે પણ એ મકાંનની ભેટ લેઇ પોતાનો પુરેપુરો સતોષ જાહેર કરી, મને મુબારકબાદી આપી ગયા હતા.

એ પછી મહારાજા અને મહારાણી પોતાના રસાલા આથ આવી પુગ્યા હતા. આ પ્રસ ગ માટે કુસાદે બ ગલાઓ તથા ૬૧) ત બુઓ મોજુદ રાખ્યા હતા, જેથી આ આખી

## રોયલ પારટી.

૮૪–આ રાજવ શી જેવા મકાનોમા કાઇબી અગવડ કે અડચન વીના સુખમા રેહેતા હતા જ્યા સુધી આ રાજવ શી મેલાવડો કલકતામા રહયો ત્યા સુધી તેનો સઘળો ખરચ મારે હસ્તક થયો હતો

માહારાજા ગાયકવાડ કલકતામા પેહેલ વેહેલા ૬૦૦–૭૦૦) માનસના રસાલા સાથે આવેલા, તે વખતે બજાવેલી સરવીસ નબ ધી કાગલ રુબા સાહેબ તરફનો.

કલકતા તા ૨૫ મી એપ્રીલ ૧૮૮૨.

**મારા વાહાલા મી૦ ફરાંમજી મંનચેરજી.**

જત નામદાર માહારાજા સાહેબ ગાયકવાડ, જે વખતે નામદાર રાણી સાહેબ, કાકા સાહેબ, નામદારના ભાઇઓ, પ્રધાન અને આસરે ૬૦૦) માણસના રસાલા સાથે પેહેલ વેહેલા કલકતા પધાર્યા હતા, તે વખતે તમોએ તે નામદાર માટે બગલા, ગાડી ઘોડા, ફરનીચર વીગેરેની જે ઉત્તમ ગોઠવણ કરી હતી, અને તમોએ તે નામદારને સર્વે પુર પાડયું હતુ, તથી તે નામદાર ઘણો સતોષ પામ્યા હતા

મી૦ વોટસન ને ત્રણ બ ગલા ઘણી સરસ અને સુશોભીત રીતે સ ગારેલા જોઇને, તેજ વખતે તે કામ કોણે બજાવ્યુ હતુ, તે જાણવા આતુરતાથી સવાલો પુછયા હતા, અને નવસારીમાં જાગીર આપીને અથવા કોઈ બીજી રીતે આપની ઉત્તમ સેવાનો બદલો વાળી આપવાની તેવને ઇચ્છા બતાવી હતી

મી૦ એલીઅટ, નામદાર માહારાજાના શિક્ષક અને મીસીસ એલીઅટને પણ એ પ્રસગે તેઓને ગાડી ઘોડા પુરા પાડવાથી તેઓ ઘણા ખુશ થયા હતા જ્યારે હુ પેહેલા કલકતે આવ્યો, અને બ ગલા વીશ તલાશ કાધી, ત્યારે આવા સરસ બ ગલા મળશે, એવુ મે કદી ધારયુ હતું નહી



મહારાજા ગાયકવાડ.

જે બંગલો તમોએ નામદાર માહારાજા માટે રૂ. ૮૦૦) ની કીંમતે રાખ્યો હતો, તેજ બંગલો નામદાર કાશમીરના માહારાજા માટે રાખવાને રૂ. ૨૫૦૦) ની માંગણી થઇ હતી, અને તે ચહડા-ચહડી છતાં પણ તમોએ તે બંગલો નામદાર માહારાજા માટે રાખ્યો, એવુ જ્યારે મને કાઝી સાહેબે અને મી૦ સોરાબજી તાલીઆરખાને જણાવ્યુ, ત્યારે હમો ઘણા ખુશ થયા હતા. વળી રાણી સાહેમને કલકતાની કેટલીક દુકાનો દેખાડવાની જે ગોઠવણ તમોએ કીધી હતી, તે પણ ઘણી તારીફ લાયક હતી.

નામદાર માહારાજા, બાપા સાહેબ સાથે વાત કરતા, બોલ્યા હતા, કે લગભગ રૂ. ૧ાા) લાખનુ એવનની મેહેનતનુ કમીશન પણ નહી લેતા, એવને તે મેહેરબાનીની રાહે બીલમાંથી બાદ કરયુ હતુ.

નામદાર માહારાજાએ આપની ઉત્તમ અને તારીફ લાયક મેનીજ માટે તમારો ઉપકાર માન્યો છે.

છેવટે એક વાર ફરીથી નામદાર માહારાજા સાહેબ તથા સર્વે સરદારો તરફથી હું આપણો ઉપકાર માનુ છુ

જ્યારે આપ નવસારી આવો ત્યારે મારી મુલાકાત લેશો, કે જેથી આપના નામદાર માહારાજા સાથ મીલાપ કરાવવાનું બને.

હુ છુ તમારો વીશવાસુ,
**જી. એસ. શાસ્ત્રી. સુબા.**

## મી૦ ગંગાધર એસ. મીરલેએ બરોડાથી લખેલો પત્ર.

બરોડા, તા૦ ૨૮ મી નવેમબર ૧૮૮૬.

**વાહાલા મી૦ ફરાંમજી.**

જત આજ ઘણા લબાન વખતથી તમા તરફનુ કસુ કાગલ આવતુ નથી, માટે મને ઘણી અજાયબી લાગેછે તેમજ તેનુ કસુ કારણ સમજી પણ શકાતુ નથી. હુ ઉમેદ રાખુછુ, કે આપ સારો તદરોસ્તીમાં હશો જ્યારે હુ કલકતા આવ્યો હતો, ત્યારે તમોએ તમારાં વતન નવસારી તથા હમારાં વડોદરામા આવવાની ઇચ્છા બતાવી હતી, પણ હજુર સુધી તમો આવી શકયા નથી

મેહેરબાની કરી મને જણાવશો કે તમો કયારે આવવા ધારોછો. મને તમારો એક સાચો મીત્ર ગણી વારંવાર કાગલ લખશો.

હું છુ તમારો સાચ્ચો,
**ગંગાધર એસ. મીરલ.**

---

## બરોડાના દીવાંન સાહેબ ઉપર દીવાંન લક્ષમન જગનનાથે મારે માટે કરેલી ભલામણ.

મુંબઇ, તા. ૧૫ મી એપ્રીલ ૧૮૯૨.

**મારા વાહાલા દીવાંન સાહેબ. બરોડા.**

જત મીં૦ ફરાંમજી મનચેરજી કલકતાના એક મોટા વેપારી છે, અને ઉતર હિંદુસ્તાંનનાં ઘણાં ખરાં મોટાં શેહેરોમા તેમની દુકાંનો અને સાખાઓ છે.

હું ધારૂછું, કે તેમના ભાઇ મીં૦ હીરજીભાઇ, જેઓ સીમલાંમા રેહેછે, તેમને તમો ઓળખતા હશો મે મીં૦ ફરાંમજીને વડોદરા આવવાનુ કહયુ છે, પણ હુ નહી ધારતો, કે તેવન આવી શકે જો તેવન આવે, તો મારી ખાતરી છે, કે તમો તેવનને રાજના એક પરોણા તરીકે ગણશો, અને તેવન તરફ ઘટતુ લક્ષ તથા મેહેરબાની બતાવશો.

મીં૦ ફરાંમજી એમના છોકરાના લગન પ્રસગે નામદાર માહારાજાને લગનમાં પધારવાનું ઇજન કરવા લેનોલી ગયા હતા, જે વખતે નામદાર માહારાજાએ તેમને એક કીમતી પોશાક ભેટ આપ્યો હતો તમો મીં૦ ફરામજી માટે જે પણ કરો, તે માહારાજા સાહેબ ૧૮૮૨ ના સાલમા કલકતે ગયા હતા, તે વખતે તેવને ( એટલે મીં૦ ફરામજીએ ) લીધેલી મહેનતના બદલા તરીકે થોડુ જ કેહેવાય આ ટુ ક વીગત સાથે હું આ કાગળ ખતમ કરૂછુ

હુ છુ આપનો સાચ્ચો,

**લક્ષમન જગનાંથ.**

---

## માહારાજા તરફથી મને મલેલી ભેટ.

૮૫–આ મારી તરફથી થાએલી ગોઠવણો અને મેનેજમેન્ટથી રાજી થઇ, મરહુમ સુબા સાહેબ શાસ્ત્રીએ માહારાજા આગળ મારી બાબજા તારીફ કરી, અને મને માહારાજા આગળ હાજર થવા ફરમાવ્યું. માહારાજા સાહેબે કલકતાથી વીદાય થતી વખતે મારાં કામ માટે પોતાનો સંતોશ જાહેર કરી મને મોટું ઇનાંમ આપ્યું, અને પોતાની યાદગારી દાખલ મને પોતાના માનોગ્રામ સાથનું એક હીરાજડીત ઘડીઆળ, અને છેડો, તથા એક કીમતી હીરાની વીટી ભેટ આપી. એ ઉપરાંત રૂ ૨૫૦૦) રોકડાનું ઈનામ પણ આપ્યું હતું.

મજકુર રાજવંશી પારટી જ્યાં સુધી કલકતામાં રહી ત્યાં સુધીનો કુલ્લે ખરચ બે લાખ ત્રીસ હજાર રૂપીઆનો મારે હસ્તક થયો હતો. એ સઘળા ઉપર રૂ. ૧૩૭૦૦) નું મારૂં કમીશન થએલું, તે કમીશન મે ઉપલાજ હીસાબમાં મજરે આપ્યું હતું. એ ઉપરથી મરહુમ શાસ્ત્રી સાહેબે મને એવી આશા આપી, કે તેવન માહારાજા સાહેબને સમજાવીને નવસારી ખાતે તમુને કાંઇ જમીન અપાવશે. મેં શાસ્ત્રી સાહેબને વીનંતી કરી હતી, કે મને આંબાવાડી અપાવો તો ઠીક.

માહારાજા સાહેબને વલાવતી વખતે, તેવન મારી ઉપર પ્રસંન થઇ બોલ્યા, તમે જો નવસારી આવો, તો તેની ખબર વડોડરે કરજો.



દીકરા રૂસતમજી અને વહુ શીરીનબાઈ.

## મુંબાઈમા મારા દીકરા રૂશતજીના લગન. તેની ધામધુમ.

૮૬–એ પછી કેટલીક મુદતે મને મારા દીકરા રૂસતમજીના લગન કરવા મુંબઈ જવું પડયું હતું. એ વખતે માહારાજા સાહેબ પોતાની નાદરૂસ્ત તબીયતને લીધે લેનોલી હતા. તે વખત પોતાની નાંદરૂસ્ત તબીયત છતાં, મને દીવાન સાહેબ જગંનાઠ સાથે લેનોલી બોલાવ્યો હતો. મેં મારા દીકરા રૂસતમજીના લગનનું ઈજન નામદાર માહારાજાને કીધું હતું. રૂસતમજીના લગન પ્રસંગે વડોદરાથી સતાધીકારી અમલદારો, અને કેટલાક ગ્રહસ્થો આલબલેસ બાગની અંદર મળેલી મહેફીલમા રાજના હુકમથી હાજર થયા હતા. એ વખતે બરોડાના માહારાજા તરફથી ૪) જોડા કસબી શાલ, અને બીજા સરપાવમા રેશમી કાપડના કીંમતી ટાકા, અને ૨૧) ગોલ્ડ મોહોરની મને સેસ કરવામા આવી હતી.

દીકરા રૂસતમજીના લગન પ્રસગે મુબઇમાં એક મોટી મેહફીલ બની હતી. એ મેહેફીલની હકીકત લખાવવી આપવડાઇ જેવી મને લાગતી હોવાથી, અત્રેજ તે અધુરી મુકવી પડેછે.

## મેં કાંઇ સરાહુઘાત કીધી છે?

૮૭–દાંનેશમંદ રફીક, આ હકીકત મારી જીંદગીના હેવાલની મારી યાદદાસ્ત ઉપરથી મેં ઉપજાવી કાહાડી છે એ હકીકતમા સેહુજબી સરાહુઘાત કે સેહુજબી બનાવટ જેવું મે દાખલ કીધુ નથી. પણ કેહ્યા વગર ચાલતું નથી, કે કેટલાકે બનાવો મારી જીદગી દરમ્યાંન એમાં બનવા પામ્યા હતા, કે જેનું બ્યાંન જો હું આ તકે રજુ કરૂં, તો વાચકોને તે એક કાહાણી–કીસ્સા જેવું લાગે, અને તે કેવળ સરાહુઘાત થયલી યા બનાવટ કરેલી સમજે. દાખલા તરીકે એક બીનાનો ઈશારો કરવા વીના ચાલતું નથી, કે ઈ સ. ૧૮૫૭ ના બલવા દરમ્યાન જ્યારે હું મારા શેઠોની નોકરી કરતા પકડાઈ ગયો હતો, તે વખતે મારા બાબમા બનેલા ચોકસ બનાવો, અને મારા થયલા છુટકારાની હકીકતનું બયાંન, મેં જાણી જોઇ એજ કારણે અતરે દાખલ કીધુ નથી.

## દરેક આદમીની જીંદગી, એક કાંહાંણી સમાન હોય છે.

દરેક આદમીની જીંદગી આ દુનીયામાં એક કાહાણી–કીસ્સા સમાન હોય છે. જીંદગી દરમ્યાન બનતા બનાવોની નોધ એટલાજ માટે લેઈ રાખવી હું વાજબી સમજું છું, કે તે નોધ તેના માલેકની ઓલાદ, અને તે ઓલાદનાં ફરજંદો પાછળા જમાનામાં પોતાના વડીલની જીંદગીના હેવાલની હકીકતથી વાકેફગાર થતાં રેહ, અને પોતાના વડીલોની કીરતી અને કામને યાદ કરતાં રહે.

## મારી જીંદગીને સુખી કરનારી એક બીજી જીંદગીની નોંધ.

અતરે મારી જીંદગીનો હેવાલ જો કે ખતમ થાય છે, પણ એ કાંઈ પુરેપુરો હેવાલ નથી. એમ મારે કેહવું જોઇએ. એ હેવાલ મારી પોતાની જીંદગીનો છે,

પણ મારી જીંદગીની સાથે જે બીજી જીંદગી જોડાયલી છે, અને તે બીજી જીંદગીએ મને સુખી અને સતોશી બનાવવા ઉપરાત મારી બુજરોગ ઉમરે મારો સંસાર જેણીએ સુખી કીધા છે, તેની જીંદગી વીશે અત્યાર સુધી મેં સેહજબી ઈશારો હજી સુધી કીધો નથી. અને હું એવું માનુછુ, કે મારી જીદગીના હેવાલવાલાં પુસ્તકમાં તેણીનું નામ અને તેણીની જીદગીની કારકીર્દીની હુ જો સેહજબી નોંધ નહી નોધું, તો બેશક હું નગુણો અને નાકદર ગણાઉં. પણ હું તેવો શખસ નથી. મારી છાતીના ભીતરમા લાકડાનો ટુકડો નહી, પણ એક ચમકતું અને દયાલું દીલ છે, જે દીલ જસનો બદલો અપજસથી નહી, પણ જસનો બદલો જસથી આપવાની બેમુળી ખુબી સમજે છે, અને ઉપકારનો બદલો અપકાપરથી નહી, પણ ઉપકારનો બદલો તેવીજ કીસમની દયાલુ લાગણીથી આપવાનુ કાંમ જાણે છે

આ ઈસારા હુ મારા મોહોરદાર બાઇ જરબાંનુ માટે કરૂછું. મારાં પેહલાં ધણીઆણીના મરણ વીશે હું આગળ ઈશારો કરી ગયોછું. પણ તેમના મરણ બાદ, મને મારો સંસાર નીભાવવા અને મારૂં ઘર–સુખ ચાલુ કરવા વીના મને ચાલ્યુંજ નહી એટલે સસાર અને દુનીયાની રીત પ્રમાણે, મને બીજી વાર લગન કરવાં પડયાં, અને તે લગન કરી, મારી બુજરોગીના વખતમા મેં જે સુખ મેળવ્યું, અને હજી જે સુખ હુ તેણીનીથી મેળવતો રહયો છુ, તે માટે તે બારેહુકતાલાના હજારો હજાર શુકર અદા કરૂછું. એવી નેક, એવી ભલી, એવી ભોલી અને એવી દાંનેશમદ બાનુ મેળવવા માટે હું પોતાને ભાગ્યશાલી સમજુછુ

## મારાં બાળ લગન—અને હાલના લગન. એ બનેનો દનતેખાબ.

મારા રફીક કદરદાન, આજે જ્યારે હું મારી મોટી ઉમરે ફરી પરણવા નીકલ્યો છું, ત્યારે હું જ્યારે મારી આસપાસ નજર કરી મારી આગળી અને હાલની હાલત ઉપર વીચાર કરૂંછુ, તો કેટલો બધો ફેરફાર જમાનાના દોરથી થઇ ગયલો મને દેખાય છે ? બીજી બધી બાબદોમા થયલા ફેરફારો જો હું વર્ણવા બેસુ, તો આ દફતર દલદાર બને, પણ મારાં લગનના બાબમા બોલતાં મને આ વખતે જે મુખ્ય બનાવની યાદ આવેછે, તે આગળા જમાનામા મારા લગન પ્રસગે બનેલા મહાભારત લગનના રેવાજ અને રસમમા થયલા ફેરફારનો બનાવ છે. કેટલો ફેરફાર વાચક રફીક ? જરા સાંભલતો ખરો બીરાદર !

## મારાં પેહેલાં લગન-બાળ લગન.

૮૯—મારા પેહલા લગન બાબે હું આગળ સેહજ ઇશારો કરી ગયો છું. બેશક તે જમાનો તેવોજ હતો, કે પરણનાર ધણી ધણીઆણી પોતાની પસંદગી વીશે, સેહજબી જાણકાર રેહતાં નહી હતા હું જ્યારે પેહલા પરણયો, ત્યારે મારાં વડીલોનો વખત બારીક હતો છતા મને પરણાવવાની ઇંતેજારી અને ઉતાવલ મારાં વડીલોને શા કારણે લાગી હશે, તેનો મને સેહજબી ખ્યાલ આવી શકતો નથી.

કોણ જાણે મને અને મારાં ધણીઆણીને કોણે અદરાવેલાં, અને હમે બંને જંન કયારે અદરાયલાં, તેનું તો મને કાંઇ ધ્યાનબી નથી. તે ઉપરથી હું અટકલી



માંનપતાં બાઇજી પીરોજબાઇ જમશેદજી જીજીભાઈ.

શકુંછું, કે હમો કોઇ એવે વખતે અદરાયલાં હોવા જોઇએ, કે હમો બનેમા તે સમજવા જેટલી અકળ હુતી નહી. એક હાથ ઉપર હમો હમારી ગરીબીમાં હમો પડેલાં હતાં, તેવામા મારા માતાજી ઉપર મારા સસરા તરફથી પોતાની છોકરીનું માથું ધોઈ નાખવાનો પેગાંમ આવી લાગ્યો. આ પેગામ મોકલનાર મારા સસરા હતા, અને એ મારા સસરા તે મારા કાકા થતા હતા. એ પેગામ જ્યારે આવ્યો ત્યારે હું કેટલો મોટો હતો ?

## નવ વરશનો વરરાજો !

૯૦–તમે વીચાર કરો રફીકો, કે નવ વરશની ઉમરે એક પરણવા નીકળેલો છોકરો, પ્યાર અને મોહોબતની વાત તે શું સમજે ? પોતાની સાથે પરણનાર બાઈડીની ખુબી અને ખાંમી એટલો છોકરો શુ જાણે ? પણ હું જ્યારે ૯ વરશનો મોટો માટીડો પરણતી વખતે હતો, ત્યારે મારા ધણીઆણીની ઉંમર વીશે, તમે શું ધારોછો ? તેવંન કાંઇ મારાથી મોટી ઉંમરના નહી હતાં. તેવનની ઉમર તે વખતે ફકત ૭ વરશની હતી.

મારા કાકાએ હમારી ગરીબી છતાં હમારાં લગન કરી નાખવા દબાંન કરી ઉતાવલ કીધી. મારા માતાજીને માથે તે વખતે સ સારી ચીંતાનો મોટો બોજો પડેલો હતો, કેમકે તેવનને આઠથી દસ જણનુ પાળણ કરવું પડતું હતું. પણ મારા કાકાની બોહોસ આગળ તેવન લાચાર થયા, અને

## સરના પીરોજબાઇજીની ઉદારતા

૯૧–ની ઉપર કાઈક ઉમેદનો કીલ્લો બાંધી તેવન ઉપર એક અરજી લખી, આ શુભ કામમા તેવનની મદદ ચાહી. આ અરજીનો તે દાદના લેનાર દાદખાં બાઇ સાહેબે, તુરતજ જવાબ નવસારી વસતા પોતાના કારભારીઓ ઉપર લખી મોકલી ફરમાવ્યું, કે મારા લગનની કારસાજી કરવા માટે મારા માતાજીને તુરતજ રૂ. ૨૦૦) આપવા, તથા રૂ. ૨૫૦) સુધીના કપડા વીગેરે વસાવીને આપવું. આ મદદ જો મળતે નહી, તો મારા લગન થતે નહી. એ મદદ મળતાંજ મારાં માતાજીએ મારાં લગનની કારસાજી કરવા માડી, અને હમો બંને ધણી અને ધણીઆણી પરણીને પાર પડી ગયાં. બીરાદર વાંચક, આગળા વખતમા કેવી રીતે બાળપણમા લગનના ગાંઠ જોડાતા હતા, તેનો આ માત્ર ઉપર ટપકેનો હેવાલ છે. હમારી ગરીબીથી સરના પીરોજબાઇ સાહેબ સારી રવેસે જાણીતા હતાં, અને મારાં માતાજીને તેવન સારી રવેસે પીછાંનતાં હોવાને લીધે, દર સાલ મારાં માતાજીને ખરચ માટે ચાલુ મદદ તેવન તરફથી મળતી રેહતી હતી. એ તેવનની મેહરબાની આ બંદા ઉપર પણ સેવટ સુધી ચાલુજ રેહી હતી કેવી રીતે તે મેહરબાની ચાલુ રેહી હતી, તે એટલાં ઉપરથીજ જણાઇ આવે છે, કે મરહુમ દાદના લેનાર એ સખીવજુદ બાઈ, હંમેશાં મારી ખબર અંતર, દુર દેશાવરોમા હું પડેલો હોવા છતાં, કાગજ પત્રો લખી પુછાવતાં હતાં, અને હું એ સખીવજુદ બાંનુને પોતાંના સરતાજ છતર સમાન

સમજી માંન આપતો હતો. તેવનની મેહુરબાનીના નમુના તરીકે તેવને લખેલાં પત્રો-માથી એકાદ બેનો ઉતારો અતરે કરૂછુ઼ં.

તા૦ ૨૨, મે ૧૮૯૬.

નેકનામ ભાઇજી સાહેબ.

ભાઈ ફરાંમજી મનચેરજી

જત લખવાને અ'તીઅ'ત દલગીરી ઊપજેચ કે મારા જમાઇ મરહુમ રૂસત-મજી જમશેદજી પારખ તા૦ ૨૦, એપરેલને દીને બેહેશતનશીન થયા છે. તે વીશેનુ' તમોએ કદાચ જા'નીઉ હશે. વખતે તમુને ઓલખ નહી, તેથી નભરવશબી રહેઆ હશો. મારી દીકરી મોટીબાઈપર નવેશરથી દુખ પડેઉ' છે. બીચારા ઘણાં સાલેશ ને રાક હતા. જેમ તે માલેકની મરજી. હવે તો એ ભારે દુખ સોશવાની ગતી બખશે. તમોએ ચાહીને મારે સારૂ' લાચીનો કર'ડીઓ મોકલેઓ તે મને બરોબર વખતસર પુગો છે, કે જે વખતે ભનવા બેસતા હતા તેજ વખતે આવી પુગોછે. વારૂ' ભાઇજી તમારૂ' ખરે મનનુ' મોકલેલુ તે મને પોતુ' છે. તે વીશે તમારો મોટો ઉપકાર માંનુચ. બેહેશતીને એની પર ઘણો શોખ હતો તે એજ ઘડી તમો જેવા મેરબાને, ને તેવોની નેક મનશાનીએ આવી પુગુ છે

અતરે ગરમી ઘણો ક ટાલો આપેછે તમારી તરફ્બી તેમજ છે એવુ' સમજીઉ.

દીકરા રૂસતમજીને તથા તેઓની ધરીઆણીને મારી દુવા કેજો ને તમોબી કબુલ કરજોજી એજ.

લા૦ દુવાગીર પી. જ. જીની દુવા કબુલ કરજોજી.

કોત, તા. ૨૫-૬-૯૭.

નેકનામ ભાઈજી સાહેબ ફરામજી મનચેરજી

જત તમારી તરફ ધરતીક'પથી થએલી નુકસાંની વીશે નીયુસ પેપરોથી વાંચી ઘણાંજ દલગીર થયાં છેએ, અને એ માથા બનાવ વીશે આએ અગાઉ પુછાવતે પણ હમારી તબીએત બરાબર નહી હોવાથી બનેચુ' નહી. હજુરબી ખોદાનો મોતો પાર થયો, કે વધુ આચકાની જે ધાસ્તી રખાતી હતી તે તલી ગઈ. નહી તો કોણ જાણે શું થાતે તેનો ખીઆલજ આવતા જીવમા ઘભરાત લાગે છે. હુ' આશા રાખુ'ચ કે એથી તમોને તેમજ તમારી માલ મીલકતને કાઇ નુકસાન થાચુ' હશે નહી, અને એવુ' ચાહવુ'ચ કે ફરીથી એવો બનાવ કેથેબી બને નહી. એ વીશેના તમારી તરફ્ના ૨) બોલ રૂડા સમાચારના આવશે તો વાચી ખુશી થાશુ'જી.

લા૦ દુવાગીર પી. જ. જીની દુવા કબુલ કરજો.

## સરના પીરોજબાઈની મેહરબાંનીઓ.

પાછળથી આ નેકનામ બાંનુ અને મારાં કુટુંબ વચે આ કીંમતી ઓળખનો ગાંઠ વધારે સારી રીતે ગંઠાયો હતો, તે એટલેથીજ માલંમ પડશે, કે હું જ્યારે બીજી વાર પરણ્યો, ત્યારે મારાં મોહોરદાર બાઈ જરબાંનુને એ માનવંત બાંનુએ સુંદર સોનાંની એક સાંકળીની સાથે એક હીરાજડેલી ઉમદા લાકીટની, અને એક કીંમતી સાડી અને બીજી ચીજોની ભેટ કરી હતી. આ લાકીટ હજી સુધી જરબાંનુએ પોતાના જીવ સમાંન જાળવી રાખી છે, કેમકે, જે નેક સખી વજુદ બાંનુ તરફથી તે ભેટ મળી હતી, તે વીશે તેવને જણાવ્યુ હતુ, કે તે લાકીટ તેવનના મુરબીજી પીતાજીને હાથની છે. એ ઉપરાંત જરબાનુના બાળકો માટે, બાઇ સાહેબ પીરોજબાઈજી દર સાલ ચાંદીના સુદર રમકડાં અને કસબી જભલાં, ટોપીઓ, વીગેરે હમેશાં મોકલતા રેહતા હતા. એટલુજ નહી, પણ હજી એ સઘળી મેહરબાનીઓ જાણે અધુરી હોય, તેમ ઈ સ ૧૯૦૪ મા, મારા ધણીઆણી જરબાંનુ જ્યારે મુંબઇ ગયા હતા, ત્યારે જો કે બાઇ પીરોજબાઈજી માથેરાન હતા, તોપણ તેવને માથેરાનથી પોતાના દીકરી મેહેરબાઈ ઉપર લખી મોકલ્યુ હતુ, કે તેવનને (એટલે જરબાનુને) પોતાને ત્યા તેડાવી મંગાવી, ઘટીત ભેટ–સોગાદ કરે. આ તેડાને માન આપી મારા ધણીઆણી જરબાનુ બાઈ મેહરબાઇની મુલાકાતે ગયા હતાં, જે વખતે બાઇ મેહરબાઇએ પોતાના માતાજી પીરોજબાઈની ખાએશને અનુસરી, કસબી સાડી સાથના કીંમતી કપડાની ભેટ, અને મારી દીકરી ચાદનમાયને ચાંદીના રમકડાં ઇનાયત કીધા હતા.

## હું બેશક ભાગ્યશાલી તો ખરો.

૯૩–મારાં આગળા લગન અને હાલના લગનનો આ એક ટુંકો ઇનતેખાબ માત્ર છે. હુ સારીરવેસે જાણુછુ, કે આ જગાએ વાચનારને તે કદાચ અઘટીત લાગશે, પણ સંખ્યાબંધ નાહના મોટા બનાવો, જે જીંદગીના અરસામા હીયાં અને ત્યાં બનતા રેહયા હતા, તે સઘળા બનાવોની કડીઓને સીલસીલાબંધ ગોઠવવા, અને ગોઠવીને એક સાકળ આખી બનાવવા માટે, આ બાબદ અતરે નોંધવી પડી છે.

હું સારી રવેસ આપણા સંસારની કાળી તેમજ ધોળી બાજુથી જાણીતો હતો. તેમજ વડવાઓની કેહતી પણ મને યાદ હતી, કે વૃધ્ધ ઉંમરે લગન કરી સુખી થવાનો સંભવ ઘણોજ ઓછો રેહછે. એવા સબબોને લીધે, મારાં આગળાં ધણીઆણીના મરણ પછી, મેં ફરી પરણવાનો વીચાર મુકી દીધો હતો.

પણ સરજત જુદીજ હતી. મારી તબીયત અનેક રીતે બગડવા લાગી. મારા મંનની રાહાત અને તંનની શાંતી, સંસારી મુજવણોને લીધે જતી રેહી. એવી મારી હાલતની હકીકત મારા ભાઈ હીરજીભાઇને સીમલા મધે પોહોંચી. તે ખબર પોહોંચતાંજ હીરજીબાઇ સીમલાની દુકાનનો કારોબાર અને વહીવટ મેનેજરોને

સ્વાધીન કરી, પરભાડા મુંબઈ મારાં લગનની ગોઠવણ કરવા ઉપડી ગયા. હીરજી-ભાઈએ મુંબઇ જઇ વાંદરા મધે શેઠ પેસીકાકા સોલીસીટરનો બંગલો ભાડે લીધો, અને મને મુંબઇ નીકળી આવવાની તેવને ફરજ પાડી.

### હું કેવા વીચારનો આદમી હતો.

૯૪—મારા વીચારો જુદીજ પ્રકારના હતા. ટુંકમા હું એક જુના જમાનાના જુના વીચારવાલો આદમી હતો. વળી હું જાણુતો હતો, કે આજના છકેલ જમાનામા પારસી સંસારનો મામલો કેટલી હદ સુધી બગડેલો, અને કયાં આવીને અટકેલો હતો. વળી મોટી ઉમરે પરણી, ફજેતીના વાવટા નહી ઉડે, અને મારાં બચ્ચાં-ઓના ચાલુ સુખમા કાંઈ ખલલ નહી પડે, તેની મને મોટી ચીંતા હતી. ખરૂ જોતાં તો એવી એવી ફીકરોને લીધેજ, અને છકેલા પારગી સંસારને લીધેજ પરણ-વાને નામે હું બીહીતો હતો.

### હું પરણવા બીહીતો કાંય હતો?

૯૫—પણ મારા ભાઇ હીરજીભાઈ, મારી આ ખાસીયતથી જાણીતા હતા. તેવન ચોતરફ પોતાની ચતુર નજર ફેરવી મને તેમજ મારા સંસારને સુખી કરવાની ઘણીજ કાળજી રાખતા હતા. એવી રીતે બે માસ સુધી મુબઇમાં હું મારે મન પસંદ બાઈડી મેળવવા રેહયો, પણ મારી પસંદગી પ્રમાણે કોઈબી ઓરત હું જોઇ, કે મેળવી શકયો નહી. અનેક મીત્રોએ અનેક સુચના કરી, અને અનેક ઠેકાણેથી અનેક બાંનુઓએ પરણવાની ઉમેદવારી કરી પોતાની મરજી પણ દેખાડી, પણ ફરાંમજી મનચેરજી મુંબઇની કેળવાયલી પારસણોના ફાંકડા પોલકા, બુટ, બાલ અને સાડી વીગેરેનો ભપકો જોઇ અચકી ગયો, અને એવી એકને પરણી મારૂં ઘડપણ સુધારવાને બદલે, તેની વેઠ કરવી પડે, તેની ધાસ્તીથી કોઇને પણ પસંદ કરી શકયો નહી.

### મને કેવીક બાયડી જોઈતી હતી!

૯૬—કલકતાનો કોઈ માતબર પારસી મુંબઈમા પરણવા આવેલો છે, એવી ખબર કારજના કરનાર સુફેદ પાઘડીવાલાઓને મોહોડેથી મુંબઇમા ચોતરફ ફેલાઈ ગઇ. એ ખબર ફેલાતાં અનેક કારજ કરનારી પારસી બાઇઓ, તેમજ મરદો, મુંબઈથી વાદરે સુધી મને જાતે મળવા આવતા. અંતે બે માસ સુધી કાંઇબી સેવટ આવ્યું નહી. પસંદગી કરતાં કરતાં હું કંટાળી ગયો. જેવી મને મોહોરદાર જોઈતી હતી, તેવી એકબી મને જડી નહી, એટલે લાચારીથી કલકતે પાછું ઉપડી જવાનો હું વીચાર કરવા પડયો. મારાં લાગતાં વલગતાંઓ મને પુછવા લાગ્યાં, કે "એવી એવી ખાંનદાંની અને કેળવાયલી છોકરીઓ તમે પસંદ કરતા નથી, તો કેવીને તમો પસંદ કરવા માગોછો?"

મેં જવાબ દીધો, "મને કાંઇ એવી બઈરી નથી જોઇતી, કે મારૂં ઘડપણ વેચાવે, અને મારો સંસાર દુખી કરે. મને તો એવી બઈરી જોઇએ છે, કે જે મારાં



રા. રા. હરેશ્વર માહાદેવ જોશી.

બચ્ચાંને પોતાની આંખોની અંદર રાખે. જેમા અદેખાઈ કે અંતસ જેવું જરાબી નહીં હોય. જે મને મારા ઘડપણમા તપાસી લીએ મારૂં ઘર અને મારી ઇજત જાળવે. મારી માલ અને મીલકતની વહીવટદારી કરે. અને મારા ભવીશને તે ચલકતું કરે. એટલુંજ નહી, પણ મારી બઈરી એવી જોઈએ, કે જેને પોતાના પાક ધરમ ઉપર પુરેપુરો ઇતબાર હોય જે જદ અવસ્તાને પોતાને ગળે બાંધે. જે આળસુ અને અઇઆસી નહી હોય જે નોકર નફરો ઉપર હાકમી કરી જાણે. જે જરૂર પડે, તો 'રાધણીની રાણી' તરીકે બીરાજી રહે જે આગે મજબુત અને નીરોગી હોય, અને પોતાના બચ્ચાની પુરેપુરી સંભાળ લેઈ શકે."

એવી બઈરી મને મુંબઈમાથી મળવી મુશ્કીલ લાગી. અતે મેં ઠાકી જઇ કલકતે ઉપડી જવાનો વીચાર કીધો, અને જો કલકતે નહી જાઉં, તો નવસારી જઇ કાઈક નસીબ અજમાવી જોઉ, એવા નક્કી ઠેરાવ ઉપર આવી, હુ મારી કુચની તૈયારી કરવા લાગ્યો મુંબઈના વનતા એક જાણીતા જોશી મહારાજ જેવનતુ નાંમ

હરેશ્વર મહાદેવ જોશી

૯૭–છે, અને જે ઇનિસાનના ભુત અને ભવીશ વરતવામા જાણીતા છે, તેવન મારા અંગત દોસ્ત હોવાથી, જવા આગમજ તેવનને સલામ કરવા અને મળી લેવા હું ગયો મારી તમામ હકીકત સાંભળી લીધા પછી, તેવને મને મુંબઈથી ઉપડી જવા માટે ના પાડી કેહ્યુ, કે 'હાલ તમારે મુંબઈથી જવાનો વીચાર માડી વાલી, એકાદ અઠવાડીયુ મુંબઈમાજ ખેંચી કાહાડવું જોઈએ. કેમકે એક અઠવાડીયામા લગનનો જોગ છે" એ વીશે હરેશ્વર જોશી સાથ મને લંબાન વાતચીત થતાં, તેવનના સખુન ઉપર મને ભરૂસો હોવાથી મેં મારૂં જવાનું તકુબ કીધું, અને થોડો વખત મુંબઈમાજ રેહવાનો વીચાર કીધો

ઇયારો! તમે માનો યા ના માનો, પણ મારા બાબમા તો હરેશ્વર જોશીના સખુનો પુરેપુરા ખરા પડયા. કેમકે જે રીતે જોશી હરેશ્વરે વરત્યું હતું, તેજ પ્રમાણે બનાવ બન્યો. જોશી મહારાજના કેહયા પ્રમાણે, વાદરામા વસ્તા એક પારસી ગ્રહસ્થ શેઠ સોરાબજી હોરમસજી સોબેદારના દીકરી બાઇ જરબાનું સાથ મારાં લગન સંબંધી વાતચીત ચરવાઈ, અને જેટલી ઝડપથી તે વાતચીત ચરવાઈ, તેટલીજ ઝડપથી લગનની તૈયારી પણ થઈ, અને તેટલીજ ઝડપથી લગનનું શુભ કાંમ પણ પાર પડયુ.

કેવી રીતે આ મારાં લગનની ચરચા ચરવાઈ, અને કેવી રીતે તે નેક કાંમની કારસાજી કરવામા આવી, તે લબાન વીગતને અતરે નોંધવાની હું જરૂર જોતો નથી, પણ એટલું કેહયા વગર ચાલતું નથી, કે જેવી કીસમની બાઈડી હું માંગતો હતો, અને જેવી સાદાઈ, સાલેસાઇ, અને નમનતાઇ સાથ પરહેજગારીના ગુણવાલી બાઇડીની હું તલાશમા હતો, તેવીજ એ બાનુ મને મળી છે, અને આ લખતી વખતે હું તે દાદગરને હાજર નાજર જાણી લખું છું, કે 'એ મારી નેક મોહોરદારથી આજે મારો સંસાર સુખી અને ઘરબાર, તથા ઘડપણ ખુશખુશાલ છે.'

## જરબાંનુ સોરાબજી હોરમસજી સુબેદાર

૯૮—આજે તે જરબાંનુ, ફરાંમજી મનચેરજી ખુમલાખાઉના ધણીઆણી બન્યાં છે. તેવન જ્યારે પરણ્યાં ત્યારે ઉંમર વરશ ૨૫ ની હતી. આજે (ઇ. સ. ૧૯૧૩ જુન) તેવનની ઉમર સુમારે વરશ ૪૧ ની છે. એવન ૩ છોકરા, અને ૩ છોકરીના માતા થયાં છે. એમના નેક બખત માતાજીનુ નામ જાઇજી, તે મુંબઇના જાણીતા ડાકટર શેઠ હોરમસજી દાંતરાના બેહન થતા હતાં. જરબાનુંનો એતેકાદ પોતાના ધરમ ઉપર વીશેસ છે. ઇબાદત કરવામા એવન હંમેશાં બરોબર નીયમીત રેહછે. પોતાના બાળકોને પોતે કેળવી મોટાં કીધાં છે, અને તેમની તકેદારી અને ઇફાજત દીલખુશ કરે એવી છે. મારી દરેક સગવડ ઉપર તેવન જાનો—દીલથી ધ્યાન આપેછે. સંસારી ફરજો બજાવવામા, બીજાના દુખો પોતાના દુખો જેવા ગણવામા, હમદીનોને મરણ સમે જોઇતી મદદ કરવામા, તેમજ ઘર સંસારને આબાદ કરવામાં એવન બીન હરીફ છે. પરણ્યા પછી હમો વચ્ચે કાઇબી મતફેરી આજ સુધી પડી નથી. મારા બાળકોની ઇફાજત માટે એવનને આજ સુધી મને કાઇબી કેહવુ પડયું નથી. મારા વડા દીકરાને જેટલા માનથી ચાહાવું જોઇએ, તેમ એવન ચાહાતા રેહયા છે, અને તેની તરફ પુરતા માન અને ચાહાથી જોતા રેહયા છે એ સઘળા પ્રતાપ મારી નેક ભલી મોહોરદારના શ્યાનપણુના છે ખચીત હુ પોતાને તેટલા માટે ભાગ્યશાલી સમજી, તે દાદારના હજારો હજાર શોકર કરૂછુ, અને ફરી માહારા હેતવંતા ભાઈ હીરજીભાઇનો તેમ હરેશ્વર જોશીનો ઉપકાર માનુ છું

ખતમ કરતા સેહજ વધુ નોધ કરવા વીના ચાલતું નથી, કે હું ખાકસાર, સરવેના તાબેદારે પોતાની અદના ગુંજાસ પ્રમાણે પરલોકના દુખ હરવા, અને લોકોની હેરાંનગતી તથા ગરજવંત હાલતનો ઇલાજ કરવા, કાંઇક છુપી મદદ કરવાની તક લીધી છે. તેમજ દીન ધરમના કામો તરફની દાજ હૈડે ધરી, તથા મરણ પામેલાં વાહાલાઓના પુન માટે જે કાંઇ મારાથી બની શકયુ તે પ્રમાણે કીધું છે, તેની તમામ નોંધ, આ જગે ટપકાવવાની હું જરૂર ધારતો નથી.

અનેક વખતે ધારમીક ફંડોમા સારી ધરખમ રકમો ભરી, મારી ગરીબાઇમાં મેં વેઠેલાં દુખો ધ્યાંનમા ધરી, મારા હમદીનોને ગરીબાઇના સંકટોમાંથી ટાળવા મારાથી બનતું મેં કર્યું છે, અને હજુ પણ કરીશ. આ લખવાની મતલબ એટલીજ કે મારા ફરજંદો મારી પછી પોતાના સુખમા ગરીબોના દુખ ભુલે નહીં

સેવટે, આ કમતરીન પોતાની જીંદગીની હકીકતના હેવાલના છેલ્લા ભાગ ઉપર આવતાં, અસંખ્ય માનવંત જાહેર સદગ્રહસ્થો, તેમજ પદવીવાલા અનેક જાહેર પુરૂશો સાથ મીત્રાચારીનો ગાંઠ હોવાથી, તેઓ સાથ જે કાગજ પત્રોનો વેહવાર ચાલુ રેહયો છે, તે માહેલાં કેટલાંક ખાસ પત્રોની નોંધ, અતરે લેવી હું વાજબી સમજુછું.

હે વાંચનાર રફીક, આ ઉપર લખેલો મારી જીદગીનો ટુક અહેવાલ મેં જે તારી આગળ રજુ કીધો છે, તેથી એવું ના સમજતો કે હું મારી બડાઇના બાકાં ફુકવાની હોંસ રાખુછું. પણ મારી ખાલેસ મતલબ એજ છે, કે મારા જેવી ગરીબા-



જરબાનુ ફરાંમજી બુમગાખાઉ.

ઇમાં આવી પડેલા માણુસો હીંમત હારી નહીં જતાં, નેક નઇયત, પાકી હીંમત અને ખોદા ઉપર પુર ભરોસો રાખી ગરીબાઇમાથી પોતાનો રસ્તો કાપવા શકતીવાંન થાય, અને પેલી કહેવતને યાદ રાખે કે "જે પોતાને મદદ કરેછે તેને ખોદા મદદ કરેછે." અને એવું પણ યાદ રાખે, કે સુખના દીવસોમા પારકાઓના દુખો હસી નહી કહાડે, પણ પોતાનાં આગળા દુઃખો યાદ કરી, પરદુખભનજણુનો માર્ગ અખતીઆર કરે.

સહું સારૂં. તેનુ સેવટ સારૂં.

હે મેહરબાંન માનવત રફીક,

આ જીદગી આર દાહાડાની ચાદની છે. આખરે એક એવો દીવસ દરએકની સામે આવી ઉભો રહેશે, કે જ્યારે બીજા દીવસનો સુરજ આ ધરતીને કેવો દીપાવશે, તે તે જોવા પામશે નહીં.

ઇગ્રેજો કેહુછે કે

"To-morrow is no man's a day"

આવતી કાલ કોઈની નથી. એટલા માટે દરએક દમે તે દાદારનું નામ યાદ કરી, ભલાં કાંમનો ખ્યાલ કરવામા અને હમદીનની હમદરદી કરવામાં તુંને કાઈબી ખોવાનું નથી આકેબતનો ખયાલ કર. કયામત કદમ નીચે ઉભી રેહીછે. જીદગી એક જોત સમાન જલે છે. ભલાથી ભલાઈ અને બુરાની બુરાઈજ ફકત યાદ રેહી જાયછે. આએ દુનીઆની માયા જેટલી મીઠી, તેટલીજ તે તકલીફી અને ખોટી છે.

સમાપ્ત.

---



## લોર્ડ રૉબર્ટસ સાથનાં પત્રવેહેવારનો તરજુમો

બ્લૉમ ફ્રાનટીન. ઑરેંજ ફ્રી સ્ટેટ. તા૦ ૧૫ મી એપરીલ ૧૯૦૦.

વાહાલા સાહેબ ફરાંમજી મનચેરજી જોગ.

C/o. મેસર્સ ફરામજી એન્ડ સન્સ.

૧૧, બેનટીંક સ્ટ્રીટ. કલકતા.

હેતવંતા સાહેબ,

૯૯—તમારો મેહેરબાંની ભરેલો કાગળ તા૦ ૮ મી માર્ચનો લખેલો પોતો છે, અને તે કાગજ મધે તમોએ હમારે સારૂં જે મેહેરબાની ભરેલા સખુનો વાપરયા છે, તેથી હું તમારો ઉપકારી થયોછુ તે જાંણુજો.

હમારે હસ્તક જે લશકરની ફોજ હાલ લડાઈનાં મેદાંનમાં કાંમ કરેછે, તે વીશે પરજાનાં લોકો તારીફ કરેછે, તે જાણી હું બહુ ખુશી છું.

થોડા દાહડાની વાત ઉપર લમ્સડન હોર્સ નાંમની ઘોડેસ્વાર રીજમીટ વીશે હમોએ ગવરનર જેનરલ ઉપર તારની મારફતે જણાવ્યું છે, કે એ રીજમીટની કવાએદ હમોએ તપાસી છે, તે એવા ઉચા પ્રકારની કવાએદ છે, કે કામ પડવે એ રીજમીટ સારૂં નામ તથા માન મેળવશે.

હું છું તમારો વાહાલો મીત્ર.

(સહી) ROBERTS (રૉબર્ટસ.)

F. M.

**એનગલમીર (એસકૅાટ બર્કસ)**

તા૦ ૨૯ મી જુન ૧૯૦૯.

**શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.**

કલકતા

**હેતવંતા સાહેબ,**

૧૦૦–તમારો કાગળ તા૦ ૧૦ મી જુનનો લખેલો પુગ્યો છે, અને એ કાગળ મધે હમારી શાદીના ૫૦) વરશ થયાની વરશગાઠને ટાકને તમોએ તથા તમારા કુટુબ પરીવારે જે મુબારકબાદી લખી જણાવી, તેથી હું તથા લેડી રોબર્ટસ તમારા મોટા ઉપકારી થયાં છૈયે તે જાણજો, અને આ સાથે હમારી સહી સાથનો સારજ ટે લીધેલો ફોટોગ્રાફ મોકલ્યો છે, તે મેહેરબાની કરી કબુલ રાખજો

હુ છુ તમારો દુવાગો,

(સહી) ROBERTS

F M

(ફીલ્ડ મારશલ.)

---

**Englemere, Ascot, Berks.**

તા૦ ૩ જી નવેમબર ૧૯૦૯.

**વાહાલા મી૦ ફરાંમજી,**

૧૦૧–જત તમારી તથા તમારા કુટુબ પરીવારની સબીના ફોટોગ્રાફ મોકલ્યા છે, તેથી ઉપકાર થયો છે મને તે બરોબર વખતસર મળેલા, પણ મે તેની તરતજ પોંહોચ ઉપકાર સાથ કેમ કબુલ નહી કીધી, તે સમજ પડતી નથી.

બીજુ મી૦ જીવનજી જમશેદજી મોદીએ હમારે વીશે ભાષણ કીધું, તેની નકળ મોકલી, અને તે ભાષણમા હમારી તારીફના સખુનો વાપરયા, તેથી હમો બહુ આનદ પામ્યા છીએ, વાસ્તે મી૦ જીવનજીને હમારો ઉપકાર કહી જણાવજો.

(સહી) ROBERTS

F. M

---

**Englemere, Ascot, Berks.**

તા૦ ૨૩ મી જુન ૧૯૧૦.

**શેઠ ફરાંમજી મનચેરજી.**

**હેતવંતા સાહેબ,** **કલકતા.**

૧૦૨–જત આપણા મરહુમ બાદશાહ સ્વર્ગવાસી થયા વીશે, તમોએ જે કાગળ લખ્યો, તેથી ઉપકાર થયોછે એ બાદશાહના મરણથી આપણી સલતનતને મોટી માહેતમપોસી થાઈ છે, પણ મને ખાતરી છે, કે હવે પછીનો આપણા બાદશાહ કીંગ જીર્ઓજ પાચમા, લાયક બાદશાહ નીવડશે, જેથી આપણને દીલાસો મળેછે.

વળી એ મોટા નસીબની વાત છે, કે આપણા નવા બાદશાહે પોતાનાં બોહોલાં મુલકનો મોટો ભાગ પોતે જાતે જોયોછે લોર્ડ કીચનર વીશે જે તમોએ અફ્વા સાંભલી છે કે, તે લોર્ડ મીન્ટો પછી હીંન્દુસ્થાનની હકુમતે આવશે, તે અફ્વા વગર પાયાની છે.

નવા ગવરનર જેનરલ સર ચાર્લસ હારડીંગને હુ સારી પેઠે પીછાનતો નથી, પણ એ હાકમ વીશે જે હાલ સુધી જણાયુ છે, તે ઉપરથી આશા છે કે, એ હાકેમની કારર્કીદી સારી નીવડશે, અને હુ આશા રાખુછું કે એ હાકેમ ગાદીએ બીરાજે, તે અગાઉ હાલના ગવરનર જેનરલ લોર્ડ મીંન્ટોને જે પીડા ભોગવવી પડી છે, તે દુર થશે.

તમારો ઘણો સાચ્ચો,

(સહી) ROBERTS

F. M.

**Englemere, Ascot, Berks.**

તા૦ ૧૩ મી જુન ૧૯૧૧.

**એફ. એમ. ફરાંમજી એસ્કવાયર**

**વાહાલા સાહેબ,**

૧૦૩–હું ઘણો દલગીર છું કે તમારાં ગેઈ તા૦ ૨૩ મી ફેબ્રુવારીનાં કાગળનો જવાબ અત્યાર સુધી લખવાનું મને બન્યું નહી, તેમજ તમોએ મોકલેલી હીંદુસ્થાંનની મીઠાઈને માટે પણ તમારો ઉપકાર માનવાનું અત્યાર અગાઉ બન્યું નહી. કાગળ અને પારસલ બંને હું બાહાર ગામ હતો ત્યારે અતરે પુગ્યાં હતાં, અને તે પારસલને માટે આ અઠવાડીઆમાજ મને ખબર આપવામાં આવી હતી. તે અગાઉ તેને મારાં ગોડાઉનમા મુકી રાખ્યું હતું.

તમોએ પારસલ મોકલ્યું તેથી આપણી ઘણી મેહરબાની થઈ. તેમાંની ચીજોએ મને હીંદુસ્થાનની ખુશ યાદ આપી છે.

કોરોનેશન દરબારને માટે હું દીલ્લી જનાર નથી, જેથી દલગીર છું કે આવતે વરશે આપણે મળવાનું બની શકશે નહી.

હું જણાવવાને ખુશ છું, કે અતરે સર્વે સારી કાની છે.
મારી ઘણી ઘણી ભલી દુવા તમારાં કુટુંબને કહી તમો પણ સ્વીકારશો.

તમારો ઘણો સાચ્ચો,
( સહી ) રોબર્ટસ
ફીલ્ડ મારસલ.

---

**Englemere, ascot, Berks.**

તા૦ ૩ જી મારચ ૧૯૧૨.

પ્યારા મી૦ ફરાંમજી,

૧૦૪–તમારો કાગલ, તા૦ ૮ મી ફેબ્રુવારીનો, જે મધે આપણા ઈમપીરીયલ મેજેસ્તી, કીંગ જીઑર્જ તથા કવીન મેરીનાં હિંદુસ્થાંનનાં પ્રવાસની જે વીગત લખી, તે જાણીછે, અને તેની પોંહોંચ આ કાગલથી સ્વીકારવાની અરજ કરૂંછું. જાંણી અતી ખુશી થયો છું, કે આ પ્રવાસથી એક અસાધારણ ફતેહ, જેની બરાબરી બીજી કોઈ સરખામણી કરી નહી શકાય તેવી થઈ છે.

હું નહી ધારતો કે તમારી ઉંમર હમણાં ૮૪ ) વરશની હોય.

છેલા ૨૯ ) વરશની વાત ઉપર મેં તમોને જોયા હતા, જે વખતે તમો ૬૫ ) વરશની ઉમરના હોવા જોઈએ. પણ તે વખતે તમો એક જવાન પુરૂશની માફક લાગતા હતા. હુ ઇચ્છુ છુ કે હજુર બીજાં ઘણાં સાલ ખુદા તમોને સલાંમત રાખે.

કુટુબ મીનાર નાંમની ચોપડી, જે મી૦ રૂસતમજી નશરવાંનજી મુનશીએ લખી છે, અને જે તમોએ મોકલી છે, તે માટે તમારી ઘણી મેહેરબાંની થઇ છે. એ ચોપડી વાંચવા લાયક છે. તે મેં ઘણી ખુશી સાથે આખી ચોપડી વાંચી છે.

લેડી રોબર્ટસે, તથા મારી છોકરીઓએ, તમોને તથા તમારાં ઘણીઆંણીને પોતાની ભલી દુઆ લખાવી છે.

માનો મને તમારો ખરાં અંતઃકરણનો,
રોબર્ટસ. એફ. એમ.

---

**Englemere, ascot, Berks.**

તા૦ ૩ જી અકટોબર ૧૯૧૨.

વાહાલા મી૦ અને મીસીસ ફરાંમજી,

૧૦૫–તમારો કાગલ તા૦ ૧૨ મી સપટેમ્બર ૧૯૧૨ નો લખેલો મને ઘણોજ વખતસર મલ્યો છે, અને મારી વરશગાંઠ માટેની જે મેહેરબાંની ભરેલી મુબા-



ઓલ્ડ ગ્લાડસ્ટનની ફેમેલી.

શકબાહીનાં ચાંદીનો સુંદર બોટલકેસ ભેટ મોકલ્યો, તે માટે અરજ કરૂંછું, કે મારાં ખરાં જીગરની ઉપકારની લાગણી કબુલ રાખશો, અને એ ઉપકાર માનવામા મારી સાથે લેડી રોબર્ટસ તથા મારી છોકરી પણ સામેલ થાયછે.

તમોને તથા તમારી ફેમીલીને મારી ભલી દુઆઓ સાથે.

લા૦ હું છું તમારો સાચ્ચો,

**રોબર્ટસ.**

---

ઇગલમેયર એસકાંત બર્કસ.

તા૦ ૨૪ મી અકટોબર ૧૯૧૨.

વ્હાલા મી૦ ફરાંમજી

૧૦૬–તમારૂં તા૦ ૩ જીનું કાગળ, તેમા લખેલી ભલી દુઆઓ સાથનું મલ્યું છે, અને તે માટે હુ ઘણો આભારી થયો છું

હું ખાતરીથી કહુંછુ, કે રાજા અને રાણીને તમારી "ખોરદેહ અવસ્તા" ની એક ખાસ નકળથી નવાજવાની તમારી ઇચ્છા રીતસરની અને વખાણુવા જોગ છે. પણ કાયદાથી ઉલટી રીતે એવી ભેટો મેળવવી એ નહી બનવા જોગ છે જો કાંઇબી મદદ એ બાબદમા મારે આપવી ઘટશે, તો તેમ કરવામા હું ખુશીથી તૈયાર થઈશ, પણ મારા ધારવા મુજબ અને હું જાંણુંછું તેમ મારી કોશેશો નીષફળ નીવડશે.

એક ટુંક વખતમા મારો અને મારા આખાં ફેમીલીનો ગ્રુપ હું ખુશીથી મોકલીશ.

હુમો સર્વ તરફની ભલી દુઆઓ સાથે,

હું છું તમારો,

( સહી ) રોબર્ટસ.

---

## સાઉથ આફ્રીકાના ગવરનર નામદાર રાઇટ ઓનરેબલ હરબર્ટ વાઇકાઉન્ટ ગલેડસ્ટન સાથનો પત્ર વેહેવાર.

**શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.**

કલાઇવ સ્ટ્રીટ,

કલકતા. તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૮૯.

**મારા વ્હાલા સાહેબ.**

૧૦૭–આજેજ હું હીમાલય પર્વતની મુસાફરીથી પાછો ફર્યોછું, અને તમારી માયાલુ ભેટ અને કલકતામા આવકાર દેનાંરા સુભ વચનો વાસ્તે ખરા અંત કરણથી તમારો ઉપકાર માનવાની ઉતાવલ કરૂંછું.

હું મારા ભાઈ સાથે અત્રે રેહુંછું, અને આશા રાખુછું કે તમારી મુલાકાત લેવાની મને ટક મળશે.

હું છું મારા વ્હાલા સાહેબ,
તમારો ખરો ખેરખાહ.
(સહી) હરબર્ટ જે. ગલેડસ્ટન

---

૮ કલાઇવ સ્ટ્રીટ.
કલકતા તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૮૭.

શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.

વ્હાલા સાહેબ —

૧૦૮–ચાલુ મહીનાની બીજી તારીખનો તમારો કાગળ મારા પીત્રાઈ ભાઈએ મારા ઉપર મોકલાવ્યો છે તીરહુત તરફ આવવાનુ જે મેહેરબાની ભરેલું ઈજન તમે મને કીધુ, તેને વાસ્તે હુ ઉપકાર માનુછું, અને બહુજ દલગીર છું, કે વખતની કોતાઇને લીધે, એ તેડાનો લાભ હુ લઇ શકતો નથી

આવતા સોમવારે અથવા ત્યાર પછીના સોમવારે હુ કલકતાથી રવાના થઇશ.

હું છુ વાહાલા સાહેબ,
તમારો ખરો ખેરખાહ
(સહી) હરબર્ટ જે. ગલેડસ્ટન.

---

શેઠ ફરાંમજી મનચેરજી જોગ.

તા૦ ૫ મી જાન્યુઆરી ૧૮૮૮.

મારા વ્હાલા સાહેબ,

૧૦૯–હમારા પીતાજીની વર્ષગાંઠને દીવસે તમે એમને યાદ કીધા, અને નેક દુવાઓ ચાહી, તે માટે હું તમારો ઉપકાર માનુંછું

તમે જે ભેટો મોકલી, તે બેશક ઘણીજ ઉમદા છે. કેક મોકલ્યું, તે બહુજ ઉમદા બનાવટનુ છે.

તમારો ખરો ખેરખાહ,
(સહી) એચ. ગલેડસ્તન.

---

**શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.**

હૅવરડન કૅસ્ત્લ. ચેસટર.

તા૦ ૨૫ મી જાન્યુઆરી ૧૯૮૮.

**મારા વાહાલા સાહેબ,**

૧૦૮ તમે જે કેરીઓ મોકલી, તે બરાબર પુગી છે મોટી મેહરબાની થઇ. તમારો મોટો ઉપકાર માનુ છું

હું મારા ભાઈ સાથે તમારા માટે કેટલાક ફોટોગ્રાફ મોકલુ છું. આશા રાખુછું કે એ તમને પસંદ પડશે. નેક દુવા સાથે.

હું છું તમારો ખરો ખેરખાહ,

**( સહી ) હરબર્ટ જે. ગલેડસ્ટન.**

---

**૯, બકીંગહામ ગેટ. એસ. દબલ્યુ.**

તા૦ ૯ મી ફેબરવારી ૧૯૧૦.

**વાહાલા સાહેબ,**

૧૦૯ તમારો મેહરબાનીથી ભરેલો કાગળ પુગ્યો છે. ઘણો ઉપકાર માનુછું. એ કાગળ ૧૮૮૬ માં ગીલેનડર હાઉસની મારી મુલાકાતની ખુશ યાદ આપેછે. તમે મી૦ દબલ્યુ. બી. ગલેડસ્ટન સારૂ જે પેગામ મોકલ્યો છે, તે ખુશી સાથે એમને પુગાડીશ.

તમામ નેક દુવાઓ સાથે.

તમારો ખરો ખેરખાહ,

**( સહી ) હરબર્ટ ગલેડસ્ટન.**

---

**શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.**

ગવરમેંન્ટ હાઉસ.

કેપ ટાઉન, તા૦ ૧૯ મી મે ૧૯૧૦.

**વાહાલા સાહેબ,**

૧૧૦ તમારો તારીખ ૧૪ મી એપ્રીલનો લોર્ડ ગલેડસ્ટન ઉપર લખેલો કાગળ પુગ્યો છે, અને તેમા તમે જે નેક દુવાઓ દરશાવી છે, તે માટે લોર્ડ ગલેડસ્ટન તમારો ઉપકાર માને છે, એવું લખી જણાવવાની મને ફરમાસ થઇછે.

હુ છુ તમારો દુવાગીર,

**( સહી ) આર. એચ. એફ. બેરેસફોર્ડ.**

---

ગવરમેંટ હાઉસ, કેપ ટાઉન.

તા૦ ૫ મી એપ્રીલ ૧૯૧૧.

એફ. એમ. ફરાંમજી એસ્કવાયર.

વ્હાલા સાહેબ,

૧૧૧ તમો જે સબીની કોપી મંગાવો છો, તે હાલમાં મારી પાસ નથી, હું તે મેળવવાની બનતી કોશેશ કરીશ. તે દરમીયાન મારા ધણીઆણીની અને મારી સબી તમો ઉપર મોકલવાની મને ખુશી ઉપજે છે.

તમારાં ફેમીલીને ઘણી ઘણી ભલી દુવા કહી તમો પણ સ્વીકારશોજી.

તમારો ઘણો સાચ્ચો,
એચ. ગલેડસ્ટન.

---

ગ્યુગેનબર્ગ, કેપ ટાઉન.

તા૦ ૧૬ મી માર્ચ ૧૯૧૩.

વાહાલા મી૦ ફરાંમજી,

૧૧૨ તમોએ મારા વરશની જે કીંમતી ભેટ મોકલી, તે માટે તમારી મોટી મેહેરબાની થઈ છે.

તમારી ભલી દુવાની હું ઘણી તારીફ કરૂંછું.

હું અને મારા ધણીઆણી તમારો ઉપકાર માનીએ છૈએ, અને તમોને ભલી દુવા ઇચ્છીએ છૈએ.

હું છું તમારો સાચ્ચો,
ગલેડસ્ટન.

---

## નામદાર દબ્લ્યુ. બી. ગલેડસ્ટનનાં કાગળો.

શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.

તા૦ ૧૩ મી ફેબ્રુવારી ૧૮૮૮.

વ્હાલા સાહેબ,

૧૧૩ આજની તારીખનો તમારો કાગળ પુગ્યો છે. તેને વાસ્તે તથા તમે જે મહેરબાંની ભરેલી ભેટો અને નેક દુવાઓ મોકલી છે, તેને વાસ્તે હું તમારો બહુજ ઉપકાર માનુંછું. તમને આબાદી ઇચ્છુછું, અને આશા રાખુછું, કે ગીલંન્ડર આરબથનૉથની કંમ્પની સાથે તમારો મીત્રચારી ભરેલો સંબંધ સદાનો ટકી રહેશે.

હું છું તમારો ખરો ખેરખાહ,
( સહી ) દબ્લ્યુ. બી. ગલેડસ્ટન.



લૉર્ડ અને લેડી હરબર્ટ ગ્લાડસ્ટન.

શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.

કોલીનાન.

ડારજીલીંગ. તા૦ ૫ મી ડીસેમબર ૧૮૯૦.

મારા વ્હાલા મી૦ ફરાંમજી,

૧૧૪ હમારી શેહાદીનાં પ્રસંગે તમે જે દીલપસંદ વાજીંત્રની પેટી મોકલી, નથા જે નેક દુવાઓ મોકલી, તે માટે હું તમારો ઘણોજ ઉપકાર માનુંછું.

લોકો તરફથી હમુને જે જે ભેટો મળી છે, તેની ટીપ છપાઈ ગેઈ છે. તેથી આ તમારી તથા બીજા ઘણાક દોસ્તોની ભેટ, તે ટીપમા દાખલ થઇ નથી વાસ્તે દલગીર છું. તમારો ફરી ઉપકાર માનુછું.

હું છું તમારો વાહાલો મીત્ર.

( સહી ) ડબલ્યુ. બી. ગલેડસ્ટન.

---

શેઠ ફરાંમજી મનચેરજી જોગ.

ગીલેન્ડર હાઉસ.

કલકતા, તા૦ ૨૮ મી જાનેવારી ૧૮૯૧.

મારા વાહાલા મી૦ ફરાંમજી,

૧૧૫ હું, મારા મોહોરદાર તથા બીજા પાચ પરોણા આજ રાત્રે મુજાફ્ફર. પુર જવાના છેએ, અને હું ધારૂછુ કે કાલે સમાસતીપુરમાં અમે નાસ્તો લઈશું- મેહરબાની કરી આપના માણસો પર ત્યા લખશો, કે બને તો એક અલાહેદા રૂમમાં અમારો નાસ્તો બરાબર તૈયાર રાખે. એ બાબદ સર જો મહેરબાની કરી તાર કરશો, તો મોટો ઉપકાર થશે.

હું છું તમારો ખરો ખેરખાહ,

( સહી ) ડબલ્યુ. બી. ગલેડસ્ટન.

---

શેઠ ફરામજી મનચેરજી જોગ.

ગીલેન્ડર હાઉસ.

કલકતા, તા૦ ૨૩ મી જુલાઇ ૧૮૯૧.

મારા વાહાલા મી૦ ફરામજી,

૧૧૬ તમારા આજની તારીખના કાગળના જવાબમા લખવાનું, કે તમારા દોસ્ત મી૦ જીજીભાઇ જાહાગીરજી લામ મને મળવા માગેછે, માટે જો કાલે ૧૦-૩૦ વાગે સવારે આવવાનુ એવાજુંને સગવડ ભરેલુ થઇ પડે, તો બહુ ખુશીની સાથે હુ મલીશ

તમારો વાહાલો મીત્ર,
( સહી ) ડબલ્યુ. બી. ગલેડસ્ટન.

---

સન કૉર્ટ,

૬૭, કૉર્નહીલ લનડન. ઇ સી

તા૦ ૨૮ મી એપ્રીલ ૧૯૧૧.

ઓગીલવી. ગીલેન્ડર્સની કું.

વાહાલા મી૦ ફરામજી,

૧૧૭ તમારા ગેઈ તા૦ ૨૩ મી ફેબ્રુવારીના કાગળ માટે મોટો ઉપકાર માનુ છુ. તમોએ મોકલેલી કીંમતી અને મહેરબાનીભરી મીઠાઈની ભેટ આવે, ત્યા સુધી કાગળનો જવાબ મુલતવી રાખ્યો હતો. તે ભેટ હમોને પુગી છે. અને હમોને ઘણી પસંદ પડી છે. હમોને યાદ કીધાં તે માટે તમારી મોટી મેહેરબાની થઈ.

હાલમા મે કેટલીક નવી છબીઓ પડાવી છે, અને થોડા વખતમા તમો ઉપર તેમાની એક મોકલી આપીશ

હું હાલમા એક મહીનાની રજા ઉપર જાઉં છું, તેથી પાછો આવું ત્યા સુધી છબી મોકલવાનુ કદાચ બની શકશે નહી

હમોને યાદ કરવા માટે તમારો ઉપકાર માનું છું.

તમારો ઘણો સાચ્ચો,
ડબલ્યુ. બી. ગલેડસ્ટન.

**શેઠ ફરાંમજી મનચેરજી જોગ.**

૮, કલાઇવ સ્ટ્રીટ.

તા૦ ૧૩ મી અકટોબર ૧૮૮૭.

**વાહાલા સાહેબ,**

૧૧૮ તમારો કાગળ પુગ્યો છે, અને મી૦ ડબલ્યુ બી ગલેડસ્ટન અને મારે સારૂં તમે કેરીના અચારનું જે પીપ મોકલ્યુ, તે માટે તમારો ઘણો ઉપકાર માનું છુ. અમે તે અચાર ચાખી જોયું છે, તે ઘણુંજ લેહઝતદાર માલમ પડયુ છે

બીજાં પીપો તમારા લખવા પ્રમાણે અમે મી૦ એચ ગલેડસ્ટન અને મી૦ જે. એચ. એડવર્ડસ માટે ઇંગલંડ મોકલાવીશું.

તમારી મેહેરબાની માટે ઉપકાર માનીએ છૈએ.

હું છુ તમારો ખેરખાહ,

**(સહી) જોન. એસ. ગલેડસ્ટન.**

**એફ. એમ. ફરાંમજી એસ્કવાયર.**

૧૧, બેનટીન્ક સ્ટ્રીટ. કલકતા.

**સાહેબ,**

૧૧૯ તમારો ગઈ તા૦ ૨૩ મી ફેબ્રુવારીનો કલકતાથી લખેલો કાગળ રાઈટ ઑનરેબલ વાઈકાઉન્ત ગલેડસ્ટન તરફથી હુમોને મલ્યો છે. તેવન સાહેબે તમોએ મોકલેલી સબી જે કાઈક ઝાખી પડેલી છે, તે પરથી સબીની બીજી એક કોપી લેવાનું હુમોને ફરમાવ્યું છે.

હુમો જણાવવાને દલગીર છૈએ, કે જો કે હુમોએ મી૦ ગલેડસ્ટનનાં કુટુંબનાં કેટલાંક માણસોને કહયું છે, છતા બીજી કોપી મેળવવાને હુમો અશકત છૈએ. હુમો ધાર્યે છૈએ કે તમો એ ઝાખી સબી રાખવાને ખુશી થશો, જેથી તે તમો ઉપર પાછી મોકલવાનું માગી લઇએ છૈએ. તમો એ સબીને ઘણી કીંમતી ધારો છો, માટે જેમ અતરે ઝાખી સબીઓ પરથી બીજી નવી બને છે, તેમ તમો પણ આ સબી પરથી કલકતામાજ બીજી નવી બનાવી લેશો.

હુમો છૈએ સાહેબ,

તમારા વીસ્વાસુ

**ઓગીલવી ગીલેનડેસની કુા. ની વતી**

**(સહી) ઈ. એસ. વેલીસ. રોબર્ટસ.**

# બંગાલના લેફટેનંન્ટ ગવરનર સર જે. વુડબર્ન સાથનો પત્ર વેહેવાર.

૧૧, બેનટીંન્ક સ્ત્રીટ, કલકતા.

તા૦ ૨૪ મી સપટેમબર ૧૯૦૦.

**બંગાલનાં લેફટેનંન્ટ ગવરનર. નામદાર સર જોન વુડબર્ન જોગ.**

**નામદાર સાહેબ,**

૧૨૦ કલકતામા થોડા વખત પર પડેલા ભારી વરસાદથી શહેરના ગરીબ વર્ગ પર ભારે આફત આવી પડી છે, અને મેં જાતે જે તપાસ ચલાવી છે, તે ઉપરથી માલમ પડેછે, કે એ દુખને મટાડવા કાઈ ખાસ પગલા લેવાની જરૂર છે.

હું વીનંતી કરૂં છુ, કે તમો નામદાર એ બાબતમા તપાસ ચલાવવા અને આફતનો વીસ્તાર શોધી કાઢવા હુકમ ફરમાવશો

હું એ સંબધી એ નેક કામના ફંડમા ભરવા મારો ફાલો મારી તરફથી મોકલાવી આપુછું, પણ એટલી અરજ કરૂછુ, કે રકમ કોણે મોકલી તે જાહેર થાય નહી.

આ સાથ રૂપીઆ પાચસોની નોટ બીડી છે.

હું છુ નામદાર તમારો તાબેદાર નોકર.

**ફરાંમજી મંનચેરજી.**

---

**શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.**

બેલ વેડીર.

કલકતા, તા૦ ૨૪ મી સપટેમબર ૧૯૦૦.

**મારા વાહાલા મી૦ ફરાંમજી,**

૧૨૧ આજની તારીખનો તમારો કાગળ તથા તે સાથે મોકલાવેલી ઉદાર રકમ મને મળી છે.

મે જે સભા બોલાવી છે, અને જેના પ્રમુખ તરીકે હું જવાનો છું, તે સભામાં હુ આ કાગળ મારી સાથે લઈ જઈશ

તમારૂ નામ જાહેર નહી કરવાની તમારી ઇચ્છા હું બહુજ આનાકાની સાથે કબુલ રાખુછુ. હું આશા રાખુછુ કે ઠંડીમા જયારે હુ કલકતે પાછો ફરૂ, ત્યારે તમે મને મળવા આવશો. મે તમારે વીશે સાભલ્યુ છે, અને તમારી સાથે દોસ્તી કરવા હું બા ખુશીથી ઇંતેજાર છું

તમારો ખેરખાહ મીત્ર,

**(સહી) જે. વુડબર્ન.**

---

**શેઠ ફરાંમજી મંચેરજી જોગ.**

બેલવેડીર.

કલકતા, તા૦ ૨૪ મી ડીસેમબર ૧૯૦૦.

**સાહેબ,**

૧૨૨ તા૦ ૨૭ મી ડીસેમબર ગુરૂવારે બપોરના ૧-૪૦ વાગે નામદાર લેફ્ટેનંન્ટ ગવરનર તમારી મુલાકાત લેવા ખુશી થશે.

તમારો દુવાગીર,

**( સહી ) જે. સ્ટ્રેચી. મેજર.**

પ્રાઇવેટ સેક્રેટરી

---

## પ્રાઇવેટ સેક્રેટરીની ઑફીસ. બંગાલ.

તા૦ ૨૬ મી ડીસેમબર ૧૯૦૦.

**શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.**

૧૧, બેનટીંન્ક સ્ટ્રીટ, કલકતા.

**સાહેબ,**

૧૨૩-તમો, તમારા દીકરા મી૦ રૂસતમજી ફરામજીની મુલાકાત નામદાર લેફટંન્ટ ગવરનર સાથે કરાવવા માગો છો, વાસ્તે એ નામદાર તા૦ ૨૭ મી ડીસેમબરે બપોરના ૧-૪૦ એ મુલાકાત લેવા ખુશી થશે.

તમારો દુવાગો,

**( સહી ) જે. સ્ટેચી. મેજર.**

પ્રાઇવેટ સેક્રેટરી.

---

બેલવેડીર.

કલકતા, તા૦ ૨ જી જાનેવારી ૧૯૦૧.

**વાહાલા મી. મંચેરજી,**

૧૨૪-લોકોના દુખ નીવારણને સારૂં તમે તેમજ તમારા કુટુંબે વગર માંગવે જે પઇસાની મદદ મોકલી છે, તે માટે તમારો તેમજ તમારા કુટુબનો હુ ઉપકાર માનું છુ. એ સ્વીકારતા મને જે ખરા દીલની ખુશી ઉપજી છે, તેના કરતાં વધારે ખુશી કોઇ રીતે હાસલ થઇ શકે નહી.

તમે તેમજ તમારૂ કુટુંબ, તમારા નાણાની મદદ માટે મારો દીલોજાંની ભરયો ઉપકાર કબુલ કરશો. તમારા લખ્યા મુજબ એ નાણાનો ઉપયોગ કરવામાં આવશે.

હું ઇચ્છુંછું કે આ બેસતું વરશ તમને તેમજ તમારાં કુટુંબને ઘણુજ સુખી નીવડે, અને હું આશા રાખુછું કે તમારી સાથે જાતે ઓળખાંણ કરવાની મને ખુશ તક જલદીથી મળશે.

તમારો વાહાલો મીત્ર,
( સહી ) જે. વુડબર્ન.

---

બેલ વેડીર. કલકતા, તા૦ ૮ મી જાનેવારી ૧૯૦૧.

વાહાલા મી૦ મંનચેરજી,

૧૨૫ આ સાથે તમારા મોકલેલા નાણાની પોહોચ ખુશી સાથે બીડુ છુ. આશા રાખુછું કે તમે હવે સાજા થયા હશો.

તમારો વાહાલો મીત્ર,
( સહી ) જે. વુડબર્ન.

બંગાલનાં નામદાર લેફટેનંન્ટ ગવરનર ઉપર હોસ્પીટાલ નરસીસ સોસાઇટીનાં ઑનરરી સેક્રેટરીએ લખેલા કાગલની નકલ.

૧૯, લાઉડન સ્ટ્રીટ, તા૦ ૫ મી જાનેવારી ૧૯૦૧.

પ્યારા સર જૉન,

૧૨૬ તમોએ રૂપીઆ ૨૦૧) નો ચેક એક દેશી ગ્રહસ્થ તરફથી મળેલો મોકલ્યો, તે મીસીસે મારી પર મોકલ્યો છે. તેની પોહોચ ઘણા ઉપકાર સાથે બીડુ છુ.

હુ છું, તમારો વાહાલો મીત્ર,
( સહી ) ઇથલ. એમ. મેકક્રયન,
ઓનરરી સેક્રેટરી.

---

## હીંદુસ્થાંનના વાઇસરોય અને ગવરનર જનરલ લૉર્ડ કરઝન સાથનો પત્ર વેહેવાર.

નંબર ૧૧, બેન્ટીંક સ્ટ્રીટ, કલકતા.
તા૦ ૨૩ મી જાન્યુઆરી ૧૯૦૧.

નામદાર જ્યૉર્જ નેથેનીઅલ બેરન કરઝન ઑફ કેડલસ્ટન. હિંદુસ્થાંનના વાઇસરોય અને ગવરનર જનરલ

મારા લૉર્ડ,

૧૨૭—આપણા માતુશ્રી મહારાણી કવીન વીકટોરીઆ હિંદુસ્થાનના શેહેનશાહબાનુના ઘણાજ ખેદકારક મરણથી હમોને ઘણીજ દલગીરી ઉત્પન થઇ છે, તે અંતકરણની દલગીરી અને દીલસોજી પાદશાહી કુટુંબ આગળ રજુ કરવાની મહેરબાની કરશો.

મરહુમ શેહનશાહબાનુંનું નાંમ અને કીર્તિ હુમારા ઘરોમાં વહાલાં હતાં. એ મરહુમની પાક જીંદગી અબલા જાતને ધડો લેવા લાયક હતી, અને અબલા જાતને એક માન તથા શોભા તરીકે હતી, અને પાકીજગી અને પ્યારનો રસ્તો દેખાડતી હતી. ખુદા એમનાં આત્માને પોતાનાં રક્ષણ હેઠળ લે, એવી હું દુવા ચાહુંછું, અને તે સાહેબ પાસે એજ દુવા માગુ છું, કે પોતાની પ્રજા તરફ મરહુમને જે પ્યાર હતો, તે પ્યાર એમના લાયક દીકરા આપણા શેહનશાહમા ઉતરે.

માન સાથે તમારો
હું છું મારા લૉર્ડ,
તમારો નમ્ર તાબેદાર સેવક,
(સહી) ફરાંમજી મંનચેરજી.

---

ગવરમેંન્ટ હાઉસ.

પીઆરા સાહેબ — કલકતા, તા૦ ૨૪ મી જાનેવારી ૧૯૦૧.
ફરામજી મંનચેરજી જોગ.
કલકતા.

સાહેબ,

૧૨૯ જત તમોએ મહારાણી વિકટોરીઆનાં મરણ વિષે ખેદ અને દીલસોજી બતાવનારો જે કાગળ લખ્યો છે, તે કાગળ વાઈસરોયને પુગાડયો છે.

તમારો દુવાગીર,
(સહી) ડબલ્યુ. લોરેન્સ.
વાઈસિરોયનાં પ્રાઇવેટ
સેકરેટરી.

---

નંબર ૯, ચૌરંગી રોડ, કલકતા.
તા૦ ૧૮ મી એપરેલ ૧૯૦૫.

નામદાર જ્યૉર્જ નેથેનીઅલ બેરન કરઝન હિંદુસ્થાંનના વાઈસરોય અને ગવરનર જનરલની હુઝુરમા.

સીમલા.

મહેરબાંન સાહેબ,

૧૩૦. પંજાબની અંદર ધરતીકંપથી જે આફત આવી પડી છે, તે આફતમાં સપડાયલાં લોકોનું દુખનિવારણ કરવાને માટે આપ મહેરબાંને જે જે પગલાં લીધાં છે, અને આપે તેમજ મહેરબાન બાનું લેડી કર્ઝને નિવારણ ફંડમાં હાતમદીલથી જે રકમો ભરી છે, તે ઉપરથી માલમ પડે છે, કે આપ મેહેરબાંન તેમજ

લેડી કર્ઝન શહેનશાહની દેશી પ્રજા તરફ કેટલી બધી દીલસોજી ધરાવે છે, અને એ ઉપરથી બીજાઓને આવા સંકટની વખતે નિવારણ ફંડમાં પૈસા ભરવાનો ધડો તથા ઉત્તેજન મલે છે.

આ લાયક કામની અંદર હું મારા અદના હીસા તરીકે રૂ. ૫૦૦) નો ચેક નનામો મોકલું છું.

કદાચ આપ મહેરબાન જાણવા માંગશો, કે હું કોણ છું. તે વીષે લખવાનું કે હું કલકતામા સીમલા અને બીજી જગ્યાએ વેપાર કરતી પેહેડી નામે ફરામજી એન્ડ સન્સનો માલેક છું.

થોડા વખત ઉપર સીમલામા જે આગ લાગી હતી તેથી સીમલાની મારી દુકાંન બલી ગેઈ હતી. મેં હમણા નવી ઈમારત ત્યા બાંધી છે, અને આશા રાખું છું કે સીમલામાં ઉમદા મકાનમાનુ તે એક થશે.

આ મકાંનનું નાંમ આપ નામદારના મુબારક નામ ઉપરથી કરઝન હાઉસ રાખવાની રજા હું આપ પાસે માંગુ છું.

હું છું આપનો તાબેદાર,
(સહી) ફરાંમજી મંનચેરજી.

---

વાઈસરીગલ લોડજ.

સીમલા, તા૦ ૨૮ મી એપ્રીલ ૧૯૦૫.

વાહાલા સાહેબ,

૧૩૧ આપનો તા૦ ૧૮ મી નો પત્ર અને તે સાથે ધરતીકંપના નિવારણ ફંડમા ભરેલા રૂ. ૫૦૦) નો ચેક મહેરબાન વાઈસરોયને પુગાડયો છે. એ ઉદાર દીલની રકમ બેંક ઑફ બેંગાલ, લાહોરમાં મોકલવામા આવશે, જ્યા તે જમા થશે, અને છાપા દુવારે નનામા કબુલ કરવામા આવશે.

બીજું તમે સીમલામા તમારા નવા મકાનને કર્ઝન હાઉસ નામ આપવાની પરવાંનગી જે માગી છે, તે વીષે લખવાનું કે સીમલાની અંદર વાઈસરીગલ એસ્ટેટની ઉપર એક મકાંન છે, જેને કર્ઝન હાઉસનું નામ અત્યાર અગાઉથી અપાઈ ચુકેલું છે, જેથી કરીને બીજાં મકાનને એજ નામ આપવુ સગવડ ભરેલું થઈ પડશે નહી.

હું છું તમારો દુવાગીર,
(સહી) જેમ્સ પેટનામ.
વાઈસરોયનાં પ્રાઈવેટ સેકરેટરી.

ફરાંમજી મંનચેરજી જોગ.

કલકતા, તા૦ ૩૦ મી આગસ્ટ ૧૯૦૫.

**નામદાર મહેરબાન જયોર્જ નેથેનીયલ બેરન કર્ઝન ઓફ કેડલસ્ટન.**
**હિંન્દનાં વાઈસરોય તથા ગવરનર જનરલ.**

**નામદાર સાહેબ,**

૧૩૨. આપના રાજીનામાંથી મને તેમજ મારાં કુટુંબને જે મોટો ખેદ ઉત્પન થયો છે, તે દર્શાવવાની રજા લઉ છુ તમારી મોટી રાજ્યનિતીના વખાણો ચોમેર થાય છે, અને હિંદુસ્થાંનની અંદર દરેક ઘરમા તમારી કારર્કીદી વાહાલી છે. આપ મેહરબાને હિંદુસ્થાનને જે જે ફાયદા કીધા છે, તે હમેશા યાદ રહેશે, અને પારસી કોમ કે જે માનો હું એક છું, તે મોટા ઉપકાર સાથ હમેશા તે ફાયદાઓ યાદ રાખશે. હિંદુસ્થાનની અંદર બધા ઉદયોગો અને વેપારો વાસ્તે આપ મહેરબાન જે મોટી કાળજી તથા ખંત બતાવતા હતા, તેના ચોમેર ઉપકાર સાથે વખાણ થાય છે. અમને તો એવી પુર ખાતરી અને ખાએસ હતી, કે આપ પુરો વખત રહેશો. પણ આપણું રાજીનામું પ્રજા ઉપર એક આફ્ત સમાન થઇ પડીયું છે. આપ મહેરબાનની કારર્કીદી દરમ્યાન હિંદુસ્થાનને જે જે અમુલ્ય ફાયદાઓ થયા છે, તેને માટે અમે ખરા દીલથી ઉપકાર માનવાની રજા માગ્યે છૈએ. ખુદા પાસે હમે એજ માગ્યે છૈએ, કે તે તમને લાંબી જીંદગી સુખ અને આબાદી બક્ષે.

હમો છૈએ તમારા તાબેદાર સેવકો,

**( સહી ) ફરાંમજી મનચેરજી અને જરબાનું ફરાંમજી.**

---

કલકતા, તા૦ ૩૧ મી ઓગસ્ટ ૧૯૦૫.

**ફરાંમજી મંનચેરજી અને જરબાનું ફરાંમજી જોગ.**

**વાઈસરોયનાં પ્રાઇવેટ સેક્રેટરી તરફથી.**

૧૩૩. તમારો દીલસોજી અને વખાણ ભરેલો પ્રત નામદાર વાઈસરોયને પુગાડયો છે. ઉપકાર માનવાને મને ફરમાવ્યું છે.

---

નંબર ૧૧, બેન્ટીંક સ્ત્રીટ.

કલકતા, તા૦ ૮ મી ફેબરવારી ૧૯૦૬.

**મેહેરબાંન નામદાર જયોર્જ નેર્થનીયલ બેરન કર્ઝન ઑફ કેડેલસ્ટન.**

**નામદાર મહેરબાન,**

૧૩૪. હિંદુસ્થાંનની આ રાજધાનીનાં જુનામાં જુનાં રૈહીસમાંનો હું એક છું, અને છેલ્લાં પચાસ વરશ દરમ્યાંન જે જે વાઇસરોય આવી ગયા, તેઓની કારર્કીદીની મને માહીતી છે, અને આપ મહેરબાનની ડાહાપણ ભરેલી તેમજ ઝળકતી રાજ્ય-

નીતીની પણ મને વાકેફગારી છે. હિંન્દમાં આપ નામદારના પધારવાથી વિચારવંત વર્ગમાં ઘણીજ ખુશાલી ઉત્પન્ન થઈ છે, અને હિંન્દુસ્થાનનાં ઈતીહાસમાં નવો સફો શરૂ થશે, અને રાજ્ય રૂઢીમા સુધારો થશે, એવી બધાંએ આસા રાખી છે. આપ મહેરબાંને રાજ્યનીતીનુ બખતર જે વખતથી ધારણ કીધુ, તેજ વખતથી એવું ખુલ્લું માલમ પડવા લાગ્યું છે, કે આપ નામદારની રાજ્યનીતી ફતેહમંદ નિવડશે.

ચોતરફથી એવું કબુલ કરવામાં આવ્યું છે, કે આપ નામદારની રૂડી રાજ્યનીતીને લીધે ઇંગ્રેજી અમલના ઉમદા કાનુનોને અનુસરીને ચોમેર સુખ તથા આબાદી વ્યાપી રહી છે, અને હિન્દમાં ઇંગ્રેજી અમલનો પાયો એથી વધારે દ્રઢ થયો છે. આપના રાજ અમલમાં દુકાળ, કે જે મોટામા મોટી આફત છે, તેનો બંદોબસ્ત જે રીતે કરવામા આવ્યો, તે બેશક એક ઘણીજ વખાણ પાત્ર રાજ્યનીતી અને કુનેહ હતી. એ આફત સાથ જેવી ફતેહમદી અને કારસાજીથી આપ મેહરબાનની રાજનીતીએ કામ લીધુ છે, તેને માટે આખુ હિંદુસ્થાન આપનાં ઘણાજ હેસાન અને વખાણ ગાય છે આપ મહેરબાનની રાજ રૂઢીનો હુ વખાણનાર છું, અને આતુરતાથી હું એવી આશા રાખતો હતો, કે પોતે જાતે મળી, આપે જે બુલંદ નેક કામ કીધા છે, તેનો ઉપકાર જાહેર કરૂં પણ કમનસીબે નહી અટકાવી શકાય એવા કારણોને લીધે તે જોગવાઈ મને મળી નથી, વાસ્તે દલગીર છુ આપ નામદાર તથા આપના નેક બાનુ હિંન્દુસ્થાંન છોડી ગયા છે, છતા હિન્દુસ્થાનની રાજયનીતીમા આપની ચપળ બુદ્ધીને પોતાનું તેજ દેખાડવાની વારંમવાર જોગવઈ મલી છે, અને દુકાળ નિવારણ રાજનિતી, તે આપની ચચળ બુદ્ધીના ઝગકતા ફળોમાની એક છે મારા લૉર્ડ તમારી અગાઉ હકુમત કરી ગયલા કીર્તિવત વાઈસરોય લૉર્ડ એલગીન તરફથી તમુને દુકાળનો વારસો મળેલો હતો આપ જયારે રાજની લગામ હાથમા ધરી, તે વખતે એ દુકાળનો કાળો પડછાયો હિન્દુસ્થાન ઉપર વ્યાપી રહયો હતો. હિન્દુસ્થાનને માટે તે સીહા અંધકારનો વખત હતો, પણ આપણી રાજયનીતીએ તેને એક પ્રકાશીત પરોઢીઆમા ફેરવી નાખ્યો તકરારના તેજમા કેટલાક લોકોને આધળા બનાવનારો ઝનુની અંધકારનો પડદો જયારે ફાટી નીચે પડશે, અને અસંતોષી તથા નાસીપાસ થયલા માનસના ભુખ્યાઓની છાતીમા નાઉમેદીના ડંખો જયારે નરમ પડશે, ત્યારે અને ત્યારેજ આપ નામદારે પોતાની તંનદરોસ્તી અને વાખવાખીની દરકાર કર્યા વગર, મોટી હકુમતથી, હિન્દમા જે મોટા નેક પ્રાક્રમો કર્યા છે, તે ઝળકી નીકળશે, અને લોકોના વખાણ તેમજ માન આપ તરફ ખેંચાયા વિના રહેશે નહિ.

તેઓને [illegible] ખુશ થયો છું, કે આપણા હિંદુસ્થાન છોડયા પછીથી તુરતજ [illegible] શરૂ થઈ છે, અને લોકો સમજવા લાગ્યાં છે, કે આપ નામદાર [illegible] ડેલ્હોઝી પછી હિન્દુસ્થાનમાં અમલ કરી ગયલા સૌથી મોટા અને બાહોશ વાઈસરોયમાના એકને તેઓએ ખોયો છે. ગરીબ લોકોનાં દુ:ખની દાઝ આપ નામદારને હૈડે છે, તેના દાખલા વારંવાર જોવામાં આવ્યા છે, અને પંજાબની અંદર મોટો ધરતીકંપ જે થયો, તે વેળાએ આપે જે દાઝ અને દીલસોજી

ગરીબ લોકોને વાસ્તે બતાવી, તે દેખીતો દાખલો છે, કે જે હમેશ યાદમાં રહેશે. તે વખતે મેં આપ નામદાર ઉપર એક રકમ મોકલાવી હતી, અને એવી અરજ કરી હતી કે મારૂં નામ લોકોમાં જાહેર ન થાય. આપ નામદારના અમલ દરમ્યાંન એવા એવા ઉપયોગી ફેરફારો થયા છે, અને લોકોનાં સુખને વાસ્તે એટલા બધા દેશ-હિતકારી કાંમો કરવામા આવ્યા છે, કે એ બધાને વર્ણવા બેસીએ, તો મોટો પોથો ભરાય. પણ એમ કરવું હાલમાં સગવડ ભરેલું થઈ પડે નહી. એ કામ આપણે તવારીખનવેશને સોપ્યે છૈએ. એટલુંજ કહેવુ બસ થઈ પડશે, કે આપ નામદારના અમલની શરૂઆત હિંન્દને માટે એક મોટી સાર્વજનીક રાજરૂઢીની શરૂઆત હતી. હિંન્દુસ્થાંનના લોકોમાં પૂર્વ તરફ કદી અગાઉ ન જણાયલી શાંતી અને આબાદીમાં રક્ષણ કરવાનો ઉમદા હેતુ આપની રાજનીતીમા આપે આગળ ધર્યો હતો.

હિંન્દમાં વેપાર અને ઉધ્યોગનો ફેલાવો, રેલવેનો વધારો, તેલીગ્રાફ અને ટપાલની સગવડો, નીમકનાં કરમાં ઘટાડો, જમીનના કરનો સુધારો, એવાં બીજા. અનેક લોકો ઉપયોગી કામો આપના આ નેક હેતુને સાબેત કરી આપે છે. લોક વાખવાખીની દરકાર ન કરતા આપે આપની ફરજો અંતઃકરણનાં ફરમાંન મુજબ અદા કરી છે. જ્યારે નામદાર લેડી કર્ઝન માદા પડયા, અને આપ નામદાર ઈંગ્લાંડ રજા ઉપર ગયા, ત્યારે આખું હિંન્દુસ્થાન એક દીલથી લેડી કર્ઝનનાં જલદીથી સાજાં થવાને સારૂં પ્રાર્થના કરી રહયું હતું. સ્ત્રી જાતના દુઃખનિવારણને વાસ્તે નામદાર બાનું લેડી કર્ઝને જે જે ઉમદા કામો કીધા છે, તેને વાસ્તે આ દેશના લોકો એમનાં હમેશને વાસ્તે આભારી છે. ત્રાન્સવાલના ખુશાલીના મામલા વખતે લોર્ડ રોબર્ટસ, કે જેવણ હાલના જમાનાના રૂસ્તમ પેહેલવાંન છે, તેવણ ઉપર મેં એક પત્ર લખ્યો, હતો, તેના જવાબમાં આપ વિષે લખતા તેવને મને જણાવ્યું હતું, કે હિન્દુસ્થાનના મોટા નસીબ કે આપના જેવા દુરઅંદેશ અને બાહોશ વાઈસરોય હિંન્દુસ્થાનને મલ્યા છે. આપની મોટી રાજ્યનીતીમાં આપની ઉમદા ચંચળતા, અસ્વાર્થપણુ, ઉમદા પ્રમાણીકપણુ, બુલંદ હેતુ, નેક ઈનસાફ અને હિન્દના ભલાને ખાતર વેપારી અને ઉધોગી ઉતેજન, એ કેટલાક મોટાં દેખીતાં ચીન્હો છે. આપ કોઈજ નહી પણ મોટા મોગલ શેહનશાહના એક બીજા મોટા અકબર સમાંન દેખાવો છો

અમે આશા રાખ્યે છૈએ, કે આપ નામદાર ઈંગ્લાંડમાં એક લાંબી કીર્તીવંત, જાહેર કારકીર્દી ભોગવો, અને હિન્દુસ્થાનની દાઝ હમેશા હૈડે રાખો.

ફતેહ અને આબાદી ચાહતો હું છું,

મહેરબાંન, લોર્ડ, તમારો દુવાગીર,

( સહી ) ફરાંમજી મંનચેરજી.

૧, કાર્લટન હાઉસ ટેરેસ. એસ. ડબલ્યુ.

તા૦ ૨ જી મારચ ૧૯૦૬.

શેઠ ફરામજી મનચેરજી જોગ.

વાહાલા સાહેબ,

૧૩૫. ગયા મેલમાં તમારો મેહરબાની ભરેલો કાગળ મલ્યો છે તેમાં નામદાર લોર્ડ કરઝન વીગે જે શુભ વચનો વાપરેલા છે, તે માટે તમારો ઉપકાર થયો છે, એવુ લખી જણાવવા મને નામદાર લોર્ડ કરઝને ફરમાવ્યુ છે

નામદાર લોર્ડ કરઝન જાણીને બહુજ આનન્દ પામે છે, કે હિંન્દુસ્થાંનમા એવનના તમારા જેવા ખેરખાહ દોસ્તો છે, અને તમારા જેવા પ્રજાના આગેવાન અકાબરો એવનની રાજ્યનીતીને વખાણે છે

તમારો દુવાગીર,

(સહી) સી. પી. એલ. લોકડ. કેપટન.

પ્રાઈવેટ સેક્રેટરી

---

## પોરચુગલના નામદાર રાજાના પ્રાઈવેટ સેક્રેટરી તરફથી.

પોર્ટુગલ, તા૦ ૧ લી અકટોબર ૧૯૦૫.

શેઠ ફરામજી મનચેરજી જોગ.

નંબર ૧૧, બેનટીન્ક સ્ટ્રીટ કલકતા.

૧૩૬. નામદાર રાજાની વર્ષગાંઠને દીવસે તમે જે મુબારકબાદીનો પેગામ મોકલ્યો, તે માટે તમારો ઉપકાર થયો છે, એવુ જણાવવાનો મને નામદાર રાજા તરફથી હોકમ થયો છે.

(સહી) કોનડે ડી. આરલીઓઝો.

નામદાર રાજાના ખાંનગી સેક્રેટરી.

## શેઠ ફરાંમજી મનચેરજી તરફથી પોરચુગલનાં રાજાની વરશગાંઠને ટાંકણે દંમનના નામદાર ગવરનર ઉપર મોકલેલો કાગળ.

કલકતા, તા૦ ૧૪ મી સપટેંબર ૧૯૦૫.

૧૩૭. હુ તથા મારી મોહોરદાર આ શુભ પ્રસગે, પોરચુગલના નામદાર રાજા તથા રાણી તરફ મારી અતીશય માનપુર્વક લાગણી, તમો નામદાર મારફતે જાહેર કરવાની રજા લૈએ છૈએ. જો કે અમે બ્રીટીશ શેહેનશાહતની પ્રજા છૈએ, તે છતાં પોરચુગલના નામદાર રાજાની આ શુભ વરશગાઠને દીવસે અમને જે ખુશાલી પેદા થઈ છે, તે બહુજ માન સાથ દરશાવ્યે છૈએ, અને ઇશ્વર પાસે એવું માંગ્યે છૈએ, કે ખુદા તેમને લાબી જીદગી બક્ષે, અને પોરચુગલની પ્રજા ઉપર લાબો વખત કીર્તી સાથે તેવન રાજ કરે. તમો નામદાર અમારી માનપુર્વક મુબારકબાદીનો પેગામ જાહેર કરવાની કૃપા કરશો

પોરચુગલના નામદાર રાજા તથા રાણી લાબી જીદગી ભોગવો, એવી હમારી દુવા છે.

ભલી દુવા ચાહનારા,

ફરાંમજી મંનચેરજી અને જરબાનું ફરાંમજી.

---

## શેઠ ફરાંમજીએ ગોવાના ગવરનર જનરલ ઉપર લખેલો પત્ર.

તા૦ ૨૦ મી ફેબરવારી ૧૯૦૮.

૧૩૮. જો કે હુ કલકતાનો રહીમ છુ, તે છતા હું નવસારીમા મીલકત ધરાવું છું, અને નવસારી દમનના પોરચુગીજ સસ્થાન પાસે આવેલું છે, અને દમનના રાજધીકારીઓની મીત્રાચારી તથા મહેરબાની ધરાવવાને હુ નસીબવત નીવડયો છું પોરચુગલના રાજા તથા પાટવીકુવરના અકાળ મરણથી પોરચુગીજ પ્રજા ઉપર જે મોટી આફત આવી પડી છે, તે માટે મારી ગમગીનીની લાગણી, તેમજ જે કરપીણ બનાવ આ આફતનુ કારણ થઈ પડયો છે, તે તરફ મારી તીરસકારની લાગણી જો હું આ વખતે જાહેર નહી કરૂં, તો બેશક પોરચુગીજ રાજ્ય તરફ મે મારી ફરજ અદા કરેલી ગણાય નહી. હુ માનપુવક રીતે અરજ કરૂ છુ, કે પોરચુગીજ પ્રજાની ગમગીનીમા હુમે સામેલ છૈએ, અને પોરચુગીજ રાજ કુટુબને અમારી દીલસોજી અરપણ કરીએ છૈએ, તથા હું તથા મારૂ કુટુબ પોરચુગલની રાજ્ય-ગાદીને સદા વફાદાર છૈએ. એ હકીકત પોરચુગલની સરકારને તથા રાજ્યનાં પ્રધાનને તથા રાજ્ય કુટુંબને જણાવવાની મેહરબાની કરશો.

હુ છું નામદાર તમારો વફાદાર,

ફરામજી મંનચેરજી.

---

## પોરચુગીજ ઈન્ડીઆના ગવરનર જનરલનાં ખાંનગી સેક્રેટરી તરફથી.

તા૦ ૨૬ મી ફેબરવારી ૧૯૦૮.

શેઠ ફરાંમજી મનચેરજી જોગ.

૧૩૯. તમોએ તા૦ ૨૦ મી નો તમારા પત્રમાં પોરચુગલ દેશ ઉપર જે મોટી આફત આવી પડી છે, અને તેને જે ખોટ ગઈ છે, તે માટે તમે દીલસોજી દર્શાવી છે, તે કારણસર નામદાર ગવરનર જનરલ તમારા ઘણા આભારી છે, એવું જણાવવાની મને ફરમાસ થઈ છે.

તમારો ખેરખાહ,

( સહી ) જીઓર્જ. જી. ડીમીરા.

---

## પોરચુગલના રાજા નામદાર ડી મેન્યુઅલ બીજા, ગાદીએથી પદભ્રશ્ટ થયા તે વેળા શેઠ ફરાંમજીએ તે નામદાર ઉપર લખેલો પત્ર.

તા૦ ૧૧ મી નવેમબર ૧૯૧૦.

સાહેબ:—

૧૪૦. જો કે હું તથા મારાં મોહોદાર અંગ્રેજી શેહનશાહતની પ્રજા છૈએ, તે છતા પોરચુગલના કીર્તીવંત અને તેજસ્વી તાજના હમેશના વખાણનારા તથા માન આપનારા છૈએ.

પોરચુગલમા હાલમા જે ગજબનાક બનાવ બન્યો છે, તેથી અમારૂં દીલ તદન પરેશાન છે, તથા અમુને ભારે સંતાપ અને દુઃખ પેદા થયું છે. આ ગજબનાક હીનપસતીભર્યા બનાવોએ પોરચુગીજ પ્રજાના એક વખતનાં જાહોજલાલીભર્યા ઈતીહાસના સફાઓ ઉપર અંધકાર પાથર્યો છે, અને આખી કેળવાયલી દુનીયાને હેરત કરે છે

પોરચુગીજ કીર્તીવત વાવટો, કે જે પોરચુગાલનાં જાહોજલાલીભર્યા રાજાઓની યાદ આપે છે, અને જે વાવટાના છાયા તલે દરેક પોરચુગીજ પોતાનાં હકો સુખેથી ભોગવે છે, તે વાવટો તોડી પાડયો છે, અને વંશપંરંપરા ચાલી આવતા મહાન રાજવશીઓની વંશાવલીના રાજ બંધારણ, કે જેની ઓળખાણ દરેક પોરચુગીજ પોતાના બચપણથી કરે છે, તેવા બધારણનો નાશ કરી, એક યુવગણી રાજાને પોતાની બાપીકી હકની ગાદીએથી ઉઠાડી મેલ્યો છે. એ વાત જયારે હમે સાંભલી, ત્યારે હમોએ ઈશ્વર પાસે એટલુંજ માગ્યું, કે આ નવું

રાજ્ય જે ઉભું કરવામાં આવ્યું છે, તે ટુંક મુદતનું હોય, અને તમો નામદાર ટુંક અરસામાં પાછા પોરચુગલની માહાન ગાદીએ બેસો, અને સુલેહ સંપમાં લાંબુ રાજ ભોગવો. તમો નામદારને તથા તમારા નામવર, માતુશ્રીને ઇશ્વર પુર તંદરોસ્તી બક્ષે એવી દુવા હમે ગુજારીએ છેએ. આપ નામદાર તરફ મોટાં માન અને વાહાલની લાગણી ધરાવતા

હમો છેએ,

મહેરબાન નામદાર સાહેબ તમારા ફરમાનબરદાર,

સેવકો,

**(સહી) ફરાંમજી મંનચેરજી** તથા **જરબાંનું ફરાંમજી.**

---

## ગોઆના નામદાર ગવર્નર જનરલ તરફથી.

તા૦ ૩ જી જાનેવારી ૧૯૦૯ મા કલકતાવાલા

### શેઠ ફરાંમજી મનચેરજી ઉપર મોકલેલો તાર.

૧૪૧. તમારી મુબારકબાદી માટે ઉપકાર માનુછુ, અને તમને બેસ્તું વરશ મુબારક હોજો એવું ઇચ્છુ છુ.

---

## ગવરમેન્ટ ગેઝેટમાંથી ઉતારો.

નં૦ ૩. તા૦ ૧૧ મી જાનેવારી ૧૯૦૯.

કલકતાવાલા શેઠ ફરામજી મંનચેરજીએ દમણના શેઠ અરદેશર સોરાબજી ઉપર દમણનાં ગરીબ અને બીમાર વર્ગને વાસ્તે જે મદદ મોકલી છે, તેની ખબર નામદાર ગવર્નરને પડી છે. અને તે નામદાર એ સખાવતનાં ઘણાજ વખાણ ગાય છે. આ ઉપરથી બધા અમલદારો અને રાજ્યધિકારીઓને હુકમ કરવામાં આવે છે, કે આ બીનાને ઘટતી રીતે જાહેર કરે.

**(સહી) જોસ. એમ. ડેસ. હોરટા ઇકોસ્ટા.**

**નવું ગોઆ. ગવરનર જનરલનો મહેલ.**

---

દંમન, તા૦ ૩ જી જુલાઈ ૧૯૦૫.

## દંમનના નામદાર ગવરનરના સેકરેટરી તરફથી.

**શેઠ ફરામજી મનચેરજી જોગ:—**

૧૪૨. ભીમપોરનાં ગરીબ વર્ગના વપરાસ સારૂં એ ગામમાં એક કુવો બાંધવા સારૂં નાણું આપવાની તમોએ ખાહેસ જણાવી છે, એવું મી૦ અરદેશર સોરાબજી પોષ્ટવાલા મારફતે નામદાર ગવરનરને માલમ પડયું છે, તે માટે તે નામદાર પોતાની ખુશી જાહેર કરે છે, અને તમારી ભલી સખાવતની પીછાન કરે છે.

(સહી) કેતાનો લ્યુડાવીકો ડીમેનઝીઝ.

દમનનાં નામદાર ગવરનરના સેક્રેટરી.

---

કલકતા, તા૦ ૧૧ મી જુલાઈ ૧૯૦૫.

## નામદાર ઓબરટો વાઝ ગ્યુમેરીઝ.

દમંનનાં ગવરનર.

**નામદાર મહેરબાંન :—**

૧૪૩. તમો નામદારનાં મહેરબાનીભરેલા કાગળની પોંહોચ ઉપકાર સાથ હું કબુલ કરૂંછું, અને મારે વાસ્તે આપ સારૂં મત ધરાવોછો તે વાસ્તે હું મગરૂર છું. જો કે મેં જે કાઇ કીધું છે, તે એક મનુષ્યજાતની ફરજ કરતાં વધારે કાંઈબી કીધું નથી. હું આપની સેવામાં હમેશા તૈયાર છું.

હું છું તમારો ખેરખાહ,

ફરાંમજી મંનચેરજી.

---

દંમન, તા૦ ૮ મી ઑગસ્ટ ૧૯૦૫.

**શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.**

૧૪૪. પોરચુગીજ ઇન્ડીઆના નામદાર ગવરનર જનરલના સેક્રેટરી તરફથી તા૦ ૩ જી નાં આવેલાં કાગલની નકળ તમારી જાણ સારૂં હું તમારા ઉપર બીડું છું.

(સહી) કેતાનો લુડાવીકો ડી મેનઝીઝ.

દંમનના નામદાર ગવરનરનાં સેક્રેટરી.

---

**કલકતાવાલા શેઠ ફરાંમજી મંનચેરજીએ દંમનનાં નામદાર ગવરનર ઉપર તા૦ ૨૮ મી સપટેમબર ૧૯૦૫ માં મોકલેલો તારનો સંદેશો.**

૧૪૫. હુમારી તથા હુમારાં મોહોરદારની ખરાં દીલની દુવા એ છે, કે પરમેશ્વર તમો નામદાર રાજા તથા રાણી સાહેબને આબાદી, લાંબી જીંદગી, અને પુર તંદરૂસ્તી બક્ષે, અને આવા અનેક શુભ પ્રસંગો દેખાડે.

---

## ઉપલા સંદેસાનો જવાબ તારથી.

દંમન, તા૦ ૨૯ મી સપટેમબર ૧૯૦૫.

૧૪૬. મોટો ઉપકાર થયો. તમારા ગઈ કાલના તારમાં જે નેક દુવાઓ તથા મુબારકબાદીનાં શબ્દો જાહેર કીધા છે, તે માટે તમારો તેમજ તમારી મોહોરદારનો ઘણોજ ઉપકાર માન્યે છૈએ.

તા૦ ૨૯ મી સપટેમબર ૧૯૦૭.

**દમનનાં ગવરનરે શેઠ ફરાંમજી મનચેરજી ઉપર મોકલેલો તાર.**

૧૪૭. વરશગાઠને દીવસે મોકલેલા મુબારકબાદીનાં પેગાંમ માટે ઉપકાર માંનુંછું. ગરીબોમા વહેચવા સારૂં મારી તેમજ અરદેશર મારફતે જે નાણુંની મદદ મોકલી, તે માટે ફરીથી ઉપકાર માનુંછું. આ તમારી સખાવત વીશે નામદાર ગવરનર જનરલને હુ જાહેર કરીશ.

---

**શેઠ ફરાંમજી મંનચેરજીએ તા૦ ૨૦ મી અકટોબર ૧૯૦૭ માં પનજીમ ગોઆનાં ગવરનર જનરલ ઉપર મોકલેલો તાર.**

૧૪૮ ખુશી અને ખરા અંતકરણથી તમો નામદારની શુભ વરશ ગાંઠને ટાંકણે મુબારકબાદી આપુંછુ. તમો નામદાર તમારાં નેક કુટુંબ સાથે લાંબુ રાજ, લાંબી જીંદગી, પુર તંદરૂસ્તી તથા દરેક જાતનું સુખ તથા આબાદી ભોગવો.

---

**દંમનના ગવરનર તરફથી.**

તા૦ ૨૩ મી અકટોબર ૧૯૦૭.

**શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.**

કલકતા.

૧૪૯. નામદાર રાજા તથા રાણીની વરસગાંઠને દીવસે તમે જે પરોપકારી સખાવત કીધી છે, તે માટે નામદાર ગવરનર જનરલ તમારો ઉપકાર માને છે, એવું લખી જણાવવાનો મને હુકમ થયો છે.

(સહી) મેન્યુલ ફ્રેરીડી મીનેઝીસ.

દમનનાં ગવરનર.

---

## દંમનના ગવરનરની બાંનુંએ, બાઇ જરબાનું ફરાંમજી મંનચેરજીને લખેલો કાગળ.

દંમન, તા૦ ૧૨ મી નવેમબર ૧૯૦૭.

**મેહરબાંન બાઈ સાહેબ,**

૧૫૦. જત તમોએ પોરચુગલના નામદાર રાજાનાં માતુશ્રીની વર્ષગાંઠના શુભ પ્રસંગે મુબારકબાદી લખી જણાવી, તેથી તમારો ભારે ઉપકાર માંન્યા વગર રહેવાતું નથી.

તમો તથા તમારા નેક ભરથાર પોરચુગલના રાજા રાણી તરફ સદા માન તથા વખાંણની લાગણી દરશાવોછો, તે માટે હુ તથા મારા ભરથાર મગરૂર છેએ, અને તમારો ઉપકાર માનીએ છેએ તમોએ જે ઉમદા ભેટો મોકલી, તેને વાસ્તે અમે તમારો ઉપકાર માન્યે છેએ, અને તે હીંન્દુસ્થાનમા બનેલી ચીજો છે, એ જાંણી બેશક ખુશ છેએ. એ તમારો ઉપકાર અમે વીસરશુ નહી હું તેમજ મારા ભરથાર તથા સર્વે છોકરાઓ તમારો ઉપકાર માને છે તમે તમારા નેક કુટુંબનો ફોટોગ્રાફ મોકલ્યો, તેથી ઉપકાર થયો છે હમારો ફોટોગ્રાફ બનાવ્યો નથી, હવેથી બનાવી મોકલશું

તમારી તેમજ તમારા નેક કુટુંબની ખુશીના સમાચાર લખતા રેહેજો, જેથી હમુને ઘણો આનંદ થશે.

મારી તેમજ મારા ભરથાર તરફની તમને, તેમજ તમારા ભરથારને નેક દુવાઓ ચાહી, અને તમારા વાહાલા છોકરાઓ માટે મારી તરફથી પ્યાર મોકલી, આ કાગળ હુ ખતમ કરૂ છું તમો બધાને તંદરૂસ્તી ચાહુંછુ.

હુ છું નેક બાનું તમારી દુવાગો,

**(સહી) મરાયા મારગેરીડા એફ. ડી મીનઝીસ.**

---

## દંમનનાં નામદાર ગવરનર તરફથી.

તા૦ ૧૩ મી જુલાઈ ૧૯૦૮.

**શેઠ ફરાંમજી મંનચેરજી જોગ.**

**વાહાલા સાહેબ,**

૧૫૧ મારા પ્રાંતના ગરીઓ તરફથી તમારા પરોપકારી કામ અને સખાવતને માટે તમારો ઉપકાર માનુ છું.

હું મારી સરકારને આ ભલા કામ વીશે બહુજ ખુશીથી જાહેર કરીશ.

તમારો ખેરખાહ

**આલફ્રેડો એલેનચેરીઓ** ડોરોચા વીસીરા.

---

## દંમનના નામદાર ગવરનર તરફથી પોર્ટુગીઝ ઈન્ડીઆનાં નામદાર ગવરનર જનરલ ઉપર લખાયલો પત્ર. નંબર ૧૯૩.

તા૦ ૧૩ મી ઑગસ્ટ ૧૯૦૮.

૧૫૨. કલકતાવાલા મી૦ ફરામજી મંનચેરજીએ દંમનના રહેવાસી મી૦ અરદેશર સોરાબજીના લખાનથી ૧૯૦૪ ના સાલથી દંમન, અને પ્રેગ શહેરમાં ઘણા પરોપકારી, અને સખાવતી કામો કર્યા છે એ ગ્રહસથે મુંબઈ તેમજ બીજા દેસાવરોમા પોતાના હુમજાતીઓ પાસેથી ઉઘરાણું કરાવી જેથી સખાવતની જાબજા વખાણુ થઇ રહી છે હકીકતમા દંમનનાં ગરીબોનુ ભલુ કરનાર એજ ગ્રહસ્થ છે. એક સાહેબ મી૰ મંનચેરજી પોતાની દોલતમાંથી ગરીબોને વાસ્તે કાઢી આપે છે, અને બીજા સાહેબ મી૦ સોરાબજી ગરીબ હોવા છતા, ગરીબ લોકોનુ સુખ જાળવવા, તાલેવંત પાસેથી ઉઘરાણું કરાવે છે. આ બેઉ સાહેબની પરદુ ખભંજન કામોની પીછાન હજી સુધી સરકાર તરફથી થઇ નથી. એ બે પારસી ગ્રહસ્થોની સખાવતનો બદલો કેમ વાલવો, તે હુ સખાવત કરનારને નવાજ્યા છતાં, તેનું નુર ઓછુ થતુ નથી એ બે પારસી ગ્રહસ્થોના પરોપકારી કામોની ટીપ આ સાથે હું બીડુ છું, અને એ કામોને લીધે એ સાહેબો કેવા માનને વાસ્તે પાત્ર થયા છે, તે હું તમો નામદારની મુનસફી ઉપર નકી કરવું છોડુ છુ.

(શહી) આલફ્રેડો એલનથેરીઓ ડી રોચા વીસીરા.

દમનનાં નામદાર ગવરનર.

---

## પોરચુગીજ ગવરમેન્ટના જનરલ સેક્રેટરી તરફથી દમનનાં નામદાર ગવરનર જોગ.

ગવરમેંન્ટ ઓફ ઈનડીઆ.

તા૦ ૨૫ મી અકટોબર ૧૯૦૫.

૧૫૩. તમો નામદારે તમારા તારીખ ૧૫ મી જુલાઇનાં સરકારી કાગલમાં નંબર ૧૫૫ મા કલકતાવાલા શેઠ ફરામજી મંનચેરજીએ ભીમપોરનાં ગરીબ રેહુવાસીઓ સારૂ, તેમજ દમનના રહીસો સારૂં જે પરોપકારી કામો કીધા છે, તે વીશે લખ્યું, તે વાચી હીયાની સરકાર બહુજ ખુશી થઇ છે. નામદાર ગવરનર જનરલ જ્યારે હીયા આવી પુગશે, ત્યારે એમને આ પરોપકારી કાંમો વીશે જાહેર કરીશુ.

તે અગાઉ તમોએ શેઠ ફરામજીને લખી જણાવવું, કે તેવણનાં પરોપકારી ભલાં કામોને વાસ્તે હીયાની સરકાર એવણના વખાણ કરે છે, અને ઉપકાર માને છે.

(શહી) ફ્રાનશીસકો માના પીસકોટા વીએરા.

પોરચુગીજ ઈન્ડીઆના નામદાર

ગવરનર જનરલનાં સેક્રેટરી.

---

## દંમનનાં ગવરનરની સાથેનો પત્ર વેહવાર.

દંમન, તા૦ ૨૦ મી ડીસેમબર ૧૯૦૮.

**શેઠ ફરાંમજી મનચેરજી જોગ.**

નંબર ૧૧, એનટીંક સ્ટ્રીટ, કલકતા.

**વાહાલા સાહેબ,**

૧૫૪. આશા રાખુંછું કે તમે તમારા મોહોરદાર તથા છોકરાંઓ પુર તંદરૅસ્તીમા હશો.

તમારો મહેરબાંની ભરેલો કાગલ મને પુગ્યો હતો. તેની પોંહોંચ ઉપકાર સાથ તરત કબુલ નહીં કીધી, વાસ્તે હું તમારી હજારો હજાર માફી માગુંછું.

પોરચુગલનાં નામદાર રાજા અને રાણીની વર્ષગાઠને દીવસે તમે જે મુબારકબાદી લખી જણાવી, અને ઘોડાપરથી પડી જવાથી મને જે હોનારટ થઇ તે માટે તમે દીલસોજી બતાવી, તે બધા સારૂ તમારો ઘણોજ ઉપકાર માનુંછુ.

એ પ્રસંગે મી૦ અરદેશર સોરાબજી મારફતે ચોખાની ત્રણ ગુણો ગરીબોમાં વેંહેચવા સારૂ મારા પર મોકલાવી, તે બેશક એક બહુજ દેશહિતકારી નેક કાંમ હતું. એ તમારા ઉમદા હેતુંથી હું ઘણોજ ખુશી થયો.

તમારી આવી મહેરબાનીઓને સારૂં, તથા તમે જે મારા માટે ભેટ મોકલાવી છે તે માટે હુ તેમજ મારા મોહોરદાર તમારા ઘણાજ આભારી છૈએ, અને મને હમેશા તમારા એક ખરા દોસ્ત તરીકે ગણજો, અને તમારી સેવામાં હું જ્યાં પણ હોઈશ ત્યા સદા તતપર રહીશ. તબીયત નાદરૂસ્ત હોવાને લીધે, તમારા મહેરબાંની ભરેલા પત્રનો જવાબ જલદી લખાયો નહી વાસ્તે માફ કરજો.

હું છું વાહાલા સાહેબ તમારો ખરો ખેરખાહ મીત્ર,

**(સહી) મેન્યુઅલ ફ્રીરીડી મીનેઝીસ.**

---

દમન, તા૦ ૨૬ મી ડીસેમબર ૧૯૦૮.

**શેઠ ફરાંમજી મનચેરજી જોગ.**

૧૫૫. દમનના રહીસોની જે કીમતી સેવાઓ તમે અનેક વખતે કીધી છે, તથા દમનનાં પારસી રહીસોને સારૂ આ વર્ષ ઓછા ભાવે અનાજ વેચવા સારૂં તમે જે દુકાન ખોલી છે, તે કામોની દમનના નામદાર ગવરનર સાહેબ ઘણીજ પીછાન કરે છે. આવા નેક કામો કરનાર પીછાન અને માનને લાયકના છે, અને તે બીના મોટા અધિકારીઓને જણાવવામાં આવી છે. આ બાત તમને લખી જણાવવાને મને ફરમાસ થઈ છે.

**(સહી) ગોઆસ ફ્રાનસીસકો ડીસીઝાઝ.**

દમનનાં નામદાર ગવરનરના સેક્રેટરી.

---



સર કસ્તુરચંદજી અને તેમના દીકરા બીસેસનદજી ડાગા.



શેઠજી રાયબહાદુર અબીરચંદજી ડાગા.

## એક નામાંકીત પેહડીની મેહેરબાનીઓ.

૧૫૬. પ્રીય વાંચનાર, આ પાસેના સફા ઉપરની તસવીરો જોઈ કુદરતી રીતે એ માહાન નરોને ઓળખવાની જિજ્ઞાસા તુને થવી જોઈએ. દોલતે આબાદ, અને સખાવતે જાંણીતાની તારી સાથે ઓળખાંણ કરાવતાં સેવકને બહુજ આનંદ ઉતપંન થાય છે. મારવાડી કોમ પોતાનાં સહાસીક ઉત્સાહ તથા વ્યાપારીક ખંતને લીધે જગતમાં પ્રસિધ છે.

તેવી કોમની એક હીરાસમાન ઝમકતી મશહુર પેઢી, કે જે રાય બહાદુર શેઠજી બનસીલાલ અબીરચંદને નામે ઓળખાય છે, તે જાણીતી પેઢીનાં હાલના માલેક રાય બાહાદુર સર કસતુરચંદ ડાગા, તથા તેમના સપુત પુત્ર રાય બાહાદુર બીશેશર ડાગાની આ તસવીરો છે.

આટલી ઓલખાણ પછી, આ જાણીતી પેઢી સાથના મારા સંબંધનો ટુંક અહેવાલ હું, તને કહી સંભલાવીશ. કવીએ કહયું છે કે —

"શેહરી મીત્રો સોગણા, તાલી મીત્ર અનેક,"
"ભીડ પડે વળગી રહે, સો લાખનમે એક."

તેમ મેં મારી જીંદગી દરમ્યાન ઘણી સુકી પાકી જોઇ છે, અને ઘણાઓની મીત્રાચારીનો અનુભવ મેલવ્યો છે. પણ જેમ લાખમાંથી એકજ ખરો નર નીકળે છે, તેમ આ મારી લાબી અને સુકી પાકી કારકીર્દીમાં, આ જાણીતી પેઢી સાથનો મારો સમાગમ, તે એક ખરી મીત્રાચારીનો નમુનો રજુ કરે છે. આ નામાકીત પેઢી સાથે આજ છેતાલીસ વરસ થયાં મારો સંબંધ છે. આ જાણીતી મારવાડી પેઢીનાં સ્થાપનાર સ્વર્ગવાસી શેઠ રામ રતન, અને પરદુઃખભંજંન માહાત્માં સમાંન એવનના વડા ભાઈ મરહુમ શેઠ અબીરચંદ હતા. મરહુમ સખીદીલ શેઠ રાતરતંનને હું ઓલખતો હતો, અને એમના છુપાં ધાર્મીક પુન્ય પ્રતાપી કાંમોથી હું જાણીતો હતો. આજ લગભગ અડધી સદીની વાત છે, કે જ્યારે વેપાર અર્થે લાહોરથી કલકતા હું મુસાફરી કરતો હતો, ત્યારે માર્ગમાં મીયાંનમીર આવતાં આ મરહુમ શ્રીમંત શેઠ રામ રતનનાં દર્શન કરી, એમનાં આર્શીવાદ સપાદન કરવાની તૃષ્ણા મને થઈ. શેઠની સમક્ષ જઈ, પ્રણામ નમસ્કાર કરી વેપાર અર્થે મુસાફરી કરવાની ઈચ્છા મેં દર્શાવી. એ પ્રતાપી શ્રીમંતે આનન્દમય થઈ આર્શીવાદ વૃષ્ટિથી મને વધાવ્યો, અને કલકતાની પોતાની પેઢી ઉપર મને એક પત્ર લખી આપ્યો. આ સ્વપને પણ ન ધારેલી નસીબદેવીની નવાજેસથી આભારી થઈ, પ્રભુનો જાબજા પાડ મેં ખરાં દીલથી માંન્યો. ગુણ દર્શક નામ ધરાવનાર રામરૂપી રત્ન સમાન મારવાડી કોમમાં ઈશ્વિરે સરજેલા આ રાજમાન્ય કૈલાસવાસી શેઠ રામરત્નની કૃપા દૃષ્ટીનો એકજ દાખલો એમનાં પરોપકારી સ્વભાવનો ખ્યાલ આપવાને બસ થઈ પડશે. આજથી ઘણાં વર્ષોપર મધરાસ ઈલાકામાં એક વિક્રાલ દુકાલે પોતાનાં નહેસ કદમ લંબાવ્યા. તે સમયે કલકતાથી મધરાસ તરફ ચાવલનો નીકાસ મોટા જથામાં ચાલતો હતો.

આ તકનો લાભ લઇ શેઠે પોતાનાં કલકતાનાં મુનીમપર તારથી સંદેસો મોકલ્યો, કે ચાવલનો વેપાર કરવાની સલાહ મને આપે. એ પેગામ મુનીમએ મને પુગાડયો, અને તે સાથે ઉમેર્યું, કે શેઠ તરફથી હોકમ થયો છે, કે આ કાંમ મારે કરવું, અને ભલામણ કીધી, કે ચાવલની ગુણીઓ મોટા જથામાં મધરાસ શેઠની આડતમા વેચવા મોકલો. ચાવલના વેપારનો મને અનુભવ ન હોવાથી મેં બીહીતાં બીહીતાજ થોડી ખરીદી કીધી, અને એજ પેઢી મારફતે ચલાંન કરાવ્યું. ખુદાની મરજી નસીબ ફેરવવાની હતી, તે દસેક દીવસમાં મુનીમ ખબર લાવ્યા, કે માલનું વેચાન સારે ભાવે થયું છે, અને હીંમત કરી માલનું ચલાન જારી રાખવાની મને સલાહ આપી. મુનીમ સાથે મસલત કરી કામ દોઢ માસ વેર જારી રાખ્યું, અને ઇશ્વર ઇચ્છાથી સારો નફો પેદા કીધો પણ છેલ્લા એક બે બોટનું વેચાંણ લગાર નરમ માલમ પડવાથી, મેં એ કાંમ એકદમ બંધ કીધું. જો કે મુનીમની સલાહ તો કામ ચાલુ રાખવાની હતી, પણ પ્રીય વાચનાર યાદ રાખજે, કે લોભ પર લગામ રાખી વેપારમા અગમચેતીથી પોતાનો રસ્તો કાપવો, એ ઘણુંજ અગત્યનું છે. જે કાંઈ નફો થયો, તે પર સંતોષ માની અગમચેતી રાખી, મે આ વેપારમા વધારે પગ લંબાવવાનું બંધ કીધું, તે બેશક એક ખરી ખોદાઈ આગાહી હતી કારણ ત્યાર પછી લોભના માર્યા જે વેપારીઓએ વધારે માલ મોકલ્યો, તેઓ સર્વેને મોટી ખોટ ગઇ આવો હાલ જોઇ ખુદાતાલાનો મેં બેહદ ઉપકાર માન્યો, કે મને વધારે લોભ કરતાં અટકાવ્યો. અતીષ્ય લોભ તે પાપ અને પાયમાલીનું મુલ છે.

શ્રી રાયબહાદુર શેઠજી રામરતન બનસીલાલ અને બનસીલાલ અબીરચંદની પેઢીની કીર્તી આખા હિન્દુસ્થાંનમા તેમજ દુર દરાઝ દેશ પ્રદેશોમા આશકારા છે. દીન પ્રતીદીન સુરજ ઉગતે આ નામાંકિત પેઢી પોતાનાં વ્યાપારીક સાહસમાં લોકો ઉપયોગી અને પરોપકારી કામોમાં વધારો કરતી જાય છે, અને કરોડો રૂપીઆની માલીક ગણાય છે. એ પેઢીએ પોતાની સાખાઓ હિન્દુસ્થાનમા ઠેકાણે ઠેકાંણે સ્થાપી છે, જેવીકે મીઆંનમીર-કામટી-બીકાનેર-દખન હૈદરાબાદ અને બીજી ઘણી જગોએ શરાફી ઉપરાત મીલોનો વહીવટ, ખણીજ પદાર્થોનું ખોદી કાઢવું, જુટનું કારખાનું, વીગેરે વીગેરે અનેક મહાન કામો માંથે ઉપાડી આ પેઢીએ પ્રખ્યાતી મેળવી છે. એના હાલના માલીક રાયબાહાદુર સર કસતુરચંદ ડાગાએ પોતાની કોમ તેમજ પરકોમમાં સ્વદેશ તેમજ પરદેશમા, વેપારી વર્ગ તેમજ મીત્રમંડલમાં, પ્રજામા તેમજ સરકાર દરબારમા પોતાની અક્કલ તથા હુશીઆરી કુનેહ તથા ગુણ, મળતાવડા સ્વભાવથી માન મેલવ્યા છે, અને એઓને સરકાર તરફથી રાયબાહાદુરનો ખેતાબ પછી દીવાન બાહાદુર, કયસરે હિંદનો સુંનાંનો ચાદ, અને હાલની દીલ્લી દરબારમાં નાઇટ કમાનદર ઓફ ધી ઇન્ડીયંન એમપાયરનો ખેતાબ મલ્યો છે.

આ નામીચા ખાંનદાંનને નામદાર ઇંગ્રેજ સરકાર તરફની પોતાની વફાદારીનાં પુરાવા અનેક પ્રસંગે જાહેર કીધા છે. જેવીકે કાબુલની લડાઇ વખતે નામદાર

સરકારને અનાજ પુરો પાડી ઘણી કીંમતી મદદ કીધી હતી. પ્રભુ એ પેઢીનાં માલેક સર કશતુરચંદ અને એમના ફરજંદ અને કુટુંબ કબીલાને લાબી જીંદગી, ઘણું સુખ, દેહની સુખાકારી વેપાર તથા પૈસાની વૃધી, માંન કીર્તી અને જાહોજલાલીમાં દીન પ્રતી દીન વધારો બક્ષો, એવી મારી ખરાં દીલની પ્રાર્થના છે

તથાસ્તુ.—આમીન.

મરહુમો શેઠજીઓ અબીરચંદજી તથા રામરતનજીની સખાવતની ટુક નોધ નીચે મુજબ છે

શેઠજી રામરતનજી ૫૫) વરસની ઉમરે સ્વર્ગવાસી થયા છે. પોતાની જીંદગીમાં રૂા. ૫૩૦૦૦૦૦) તેપન લાખની સખાવત કરેલી છે

શેઠ અબીરચંદજીની ભારે સખાવત લખો રૂપીઆની હતી. બેઉ શેઠોની તસવીરો આ બુકમા આપી છે ઉપલી પેઢીના હાલના માલેક સર કસતુરચંદજીએ વેપારમા મીલોમા ઈતયાદીમા ઘણ્ાે વધારો કીધો છે. પેઢીની દોલત પણ હાલ બે કરોડથી ઉપરની ગનાએ છે.

સામા સફા ઉપર આપેલુ ચીત્ર, સર કસતુરચંદ ડાગાને દીલ્લી દરબાર પ્રસંગે મલેલા ખેતાબો સાથનુ છે.

---

## લોરડ હારડીંજ ઉપર દીલી ખાતે પડેલી આફત વેળા લખેલો કાગલ.

### નેક નામવર ચહડતે દરજાનાં મેહેરબાંન બાનું લેડી હારડીંગ જોગ.

### (વાઇસરાએનાં પ્રાઇવેટ સેકરેટરી મારફતે)

**નેકબખત નામવર બાનું,**

નમનતાઈ સાથે અરજ ગુજારી કરવાનું, કે જ્યારે નેકબખત નામવર વાઈસરાએ લોરડ હારડીંનજનો જીવ લેવાની નીચ યતન થઇ, તે સાંભલી હમો અંતીઅંત દલગીર અને વસમય પામ્યા, અને હમારા દીલમાં તે નાપેકારની ચાલ માટે મોહોટો ધીકાર અને કપારી છુતી હતી. જેવી હમોએ એ નાખુશ ખબર સાભળી, કે તેજ વખતે હમોએ હમારા ધરમની રૂહે અમારી અવસ્તા વાણીમા દરશાવેલી એક લાંબા વખતની બંદગી તે સખીવજુદ વાઇસરાએની બલા દુર થવા વીશેની આરંભ કીધી હતી, અને તે બંદગી અને દુવા પુરી થાએ, તે આગમજ તો હમોને ખબર મલી ગઇ હતી, કે તે મેહેરબાન સાજા થાએછે, અને પોતાનું કામ જાતે જોવાને થોડા દીવસમાં સામરથવાન થશે. તોએ એ વાતને સંપુરણુતા મળવા કાજે, અને એ નામવર પોતે જાતે હસતા રમતાં થઈ પોતાનાં જાહેર કાંમોને ઈનસાફ આપે, તેને

માટે હમો ઈતેજારી રાખનાં હતાં, અને હવે જ્યારે એ નાંમવરે પોતે જાતે પોતાનાં ઓધાનો અખતીઆર લીધો છે, અને જાહેરમાં પોતાની હાજરી આપે છે, ત્યારે હમો હમારી વફાદારી ભરેલી અ તકરણની લાગણીથી મુબારકબાદી આપીએ છેએ, કે તે નામવર નરને ખુદાએ લોક લાગણીની દુવાથી તંનદરોસ્તી બખશીછે. હમો તે દયાળુ દાદારના હકમાં શુકર ગુજારી કરીએ છેએ, કે તે માલીકે, એવા એક લોકોની દાજી જાણનાર ભલા વાઈસરાએને તંદરોસ્ની બખક્ષી પાછા તતાર કીધા છે સારા હીંન્દુસ્થાનની રૈયત સાથે હમો પણ સાભલીને બેહદ ખુશી છેએ, કે એ નામવર હમેશની માફક ખુશી ખુશાલી સાથે પુર બાહરમા પોતાના જાહેર કામો કરવા શકતીવાન થયા છે.

બીજુ હમારી ઘણીજ મમતાલુ મુબારકબાદી તમારે માટે છે, અને તે એ, કે તમો નેક નામવર બાનુ એ આવા ભય ભરેલા વખતમા, દીલ મોતું રાખી, મોહડું હસતું દેખાડી, ચી તાતુર વખતને તમો નેક બાનુ એ ધીરજથી અને અકલથી સહન કરી, તે બોદ્દા ઉપર સારા નરમાનો ભરોસો રાખ્યો, કે જે હીમત અને હુશીઆરીએ આખા હીન્દુસ્થાની રૈયતમા એક ધરો લેવા લાએક દાખલાનો છાપ બેસાડયો છે.

હમોએ જે તમારા ઉપર આ મુબારકબાદી મોકલવાની હીમત કીધી છે, તેનું કારણ એ જે હમો લોરડ ગલેડસ્તન, લોરડ રોબરતસ અને નવાજ લાયક ગ્રહસ્થો અને ઉમરાવોની દોસતીનુ માન ધરાવીએ છેએ, અને તેટલાજ માટે આપણા હીન્દના બાદશાહની વફાદાર અને દીલસોજ રૈયત તરીકે, હમારી તમો નામવરોને આએ મુબારકબાદી કબુલ કરવાની નમનતાઈ શાથે અરજ કરીએ છેએ

ખુદા તમો બેહુ ભલા અને દીલસોજ ધણી ધણીઆણીને ખુશી ખુશાલી સાથે તદરોસ્ત રાખી, લાબી જીંદગી બક્ષે, અને તે દરમ્યાન લોરડ હારડીનજને વધારે માનપાન સાથે વધારે લાએક ઓધધાઓ મળે, એવી હમારી તમો નામવરોને દુવા ચાહેલી છે, તે આમીન

હમે તમારા વફાદાર રૈયતમા તમારા સરવેથી તાબેદાર અને સદા ભલું ઇચ્છનાર મીo અને મીસીસ ફરામજી એમ ફરામજીની દુવા.

મોકલનાર

**ફરાંમજી મંનચેરજી ફરાંમજી**

તે

**ફરાંમજી એન્ડ સન્શની પેહેડીનાં માલેક**

જેઓનો કલકતામા પચાસ વરશનો

વહીવટ અને વસવાટ છે.

---

## માંનવંત લેડી હારડીંજ તરફનો વળતો જવાબ.

વાઇસરીગલ લૉજ. સીમલા.

તા૦ ૯ મી એપ્રીલ ૧૯૧૩.

મી૦ ફરાંમજી એમ. ફરાંમજી

૧૧, એન્ટીક સ્ટ્રીટ કલકતા.

વાહાલા સાહેબ,

જત તમારા ગઇ તા૦ ૨૭ મી મારચે નામદાર લેડી હારડીંજ ઉપર લખેલા કાગલની પોંહોચ સ્વીકારવાની અને નામદાર વઇસરોય ઉપર થયલા છેલ્લા ગંભીર હુમલાની અસરમાથી તેવન બચવા પામ્યા તે માટેની તમારી ભલી દુવા અને મુબારકબાદી માટે આપનો ભારે ઉપકાર માનવાની મને ફરમાસ થઇ છે.

તમારો સાચ્ચો

જે. સ્કૉટ.

નામદાર વાઈસ્રોયનો એસીસ્ટન્ટ

પ્રાઇવેટ સેક્રેટરી.

---

## શેઠ દાદાભાઇ રૂસતમજીનો કાગજ.

કલકતા, તા૦ ૨૮ મી આપરેલ ૧૮૮૩.

મેહેરબાન શેઠ સાહેબ,

ફરામજી મનચેરજી

કલકતા.

તમો સાહેબ હુમોથી આજ રોજે જુદા પરી સીમલે પધારો છો દલગીરી સાથ ઉચાત થાયો છેઉ વરી ખોદા જલદી આપુંને મેલવે તારે ખુશી ઉપજાવીશું.

મુંમબાઈથી હીયા ફેબ્રુવારી માસમો હુમો કલકતે આવીને તમારા ઘરમો ઉતારો લીધેલો, આજ તલક મને રેહુવુ પરીઉ છે જે વીશે તમારો મોટો ઉપકાર માનીને થોરા સુખન લખવાને તમારી રજા લેઉ છેઉ.

મારાં ભાઈ માથેના મામલા સબંધી મુંમબાઇ છે.રની વેલા મને પુરી આસા હુતી કે ટુક વખતમો સેવટ આવી જશે, અને હુમો પાછા ફરીશુ પણ માથાં ભાએગે એ કામ મારી ધારનાથી લંબાન ગીઆમા ઘનો સરમીંદો છેઉ, કે તમોને કેટલી તજદી આપીને તમારા ઘેરમો રેહેવાને ચાલુ રાખ્યુ, તેથી તમારી પરવાનગી મેલવીને બીજીગમ જોગવાઇએ જવા ધારેલુ. કુરપા કરીને મને રજા આપવીજી.

તમારે તીયા હું મારાં એક દોસત તથા મારા કાવસજી શાથ આવી રેહાંથી મોતી ખુશી ઉપજાવી છે. હુમો બધાની તમોએ કરેલી પરોનાગતનું મોટું

હેસાંન થાએલુ જાનીઉ છે. મારા દોસત તમારાં ભાઈ સાહેબ શેઠ હીરજીભાઈ પણુ તમારા માફક લાએકીવાલા છે. તેઓ ભાઈએ ઘણી મદારત કરવાને કેટલી ઊલટ બતલાવેલી છે. તે યાદ રાખવાં જોગ છે, અને તમારી મેહેરબાનગીથી તમારા અસીલ કબીલા તરફથી પણુ આજ તલક સુખ ચેન અને ઉદારત દીલથી રાખેલાં તે કદી ભુલીશુ નહી. તમો નેક ભાઈઓનો તથા તમારી ફેમલીનો મોટો આભારી થઓ છેઉજી. તમોારે સરવેને તજદી આપેલી માફ કરવુજી.

તમો ભાઈ સઉ સાથે ખુબી કરેલી મને જાણીતુ છે. તેમજ હુમો સાથે પણુ તમોએ લાએકી કરી બતલાવેલી તેનો બદલો પુરતી રીતે હુમો વાલી શકીએ, ને તે જોગવાઈ તે સાહેબ મને બખશે, તેટલા હાલ હુમારી ફરજ અદાં કરવી ઘટે છે. તે તમારી નજીક કઈ બીસાદ જેવુ નથી મગર એક મારા ખેરખા મીત્ર તરીકે ગણીને ચાહુ છેઉ, કે મુમબાઈથી એક સુનદર કપ ઇઆને વાસ સુનેરી ગીલીત સાથનુ બનાવીને તૈયાર કરાવાને ફરમાસ કરેલી, તે તૈયાર થયાથી તમો સાહેબને પોચારવામો આવશે. તે ઉપર નામ શાથે તમારો આભાર થાયેલો કોતરાવીને લખેઆમો આવશે, ને ઉમેદ છે કે તે એક આપરી વચેની દોસતીની ઇઆદગારી તરીકે મારી ઉપર મેહેરબાનગી કરીને કબુલ રાખશોજી.

આજે રવાને થાતી વેલા દલગીર છેઉ કે તમો લાએક તેવી ઉમદા ચીજ કઇ બની નથી શકી. ઉતાવલમો પન એક જતી વેલા સગન તરીકે આએ સાથેની વીટીની નજીવી ભેટ પસદ કરવાથી તમારો ઉપકાર માની ખુશી ઉપજાવીશું.

તમો સરવેને હુમોએ ધનીજ તજદી આપેલી. ફરી તમારૂ હેસાંન થાએલુ માનતી વેલા તમારી તા૦ તમારા ભાઈ સાહેબ હીરજીભાઈની તા૦ તમારાં કબીલાની તનદરોસતી સાથે આબાદી ચાહુ છેઉ, કે તે સાહેબ તમોને સદા મદદ આપે અને તમોને તમારા બોહોલા વેપારથી ભરપુર રેહેલા જોવાથી સદા ખુશ રેવશ. તમારી સફર મોબારક થાએ. શેઠ હીરજીભાઈને સલામ પોચારવી. જાહાબી હુમો વસીએ તીયા હુમારે લાએક જેબી કામ હોએ તે ફરમાવજોજી.

સેવક તમારો,

(સહી) દાદાભાઈ રૂસતમજી બનાજી

નો સલામ વાંચજોજી.

# પેહલા સર દીનશાહ માણેકજી પીતીતના કાગજો.

પીતીત હાલ વાલકેશર.

મુંબઈ તા૦ ૨૯ મી જુન ૧૮૯૦ વાર રવેઉ.

**ભાઈજી સાહેબ,**

**ફ્રામજી મનચેરજી મરચંત.**

૧૧, બેનતીક ઈશતરીત.

કલકતા.

જત ભાઈજીનો પતર ચાલતા માંશની તા૦ ૨૪ મી નો પોહોતો છે.

કલકતાનાં જરથોશતીઓની અનજુમનમા નવા વધારે તરશતીઓ ઠેડવીઆ છે, તે બાબે જે ખતપત ચાલે છે, તેનો ખોલાશો કરીને જણાવોચ જે એ વાતમા હમારે વચે પડવું જોઇએ ઈતીઆડી.

એ વીશે જણાઉચ જે તેમ કરવાને હમારી મરજી નથી

તમારી તરફના જરથોશતીઓએ પોતપોતામા મલી ભેતી નકી કરવું કે આબરૂ ઈજતમાં વધારો થાશે.

તમારા લખવા પરમાણે તથા બાહારથી સાભલવા પરમાણે જે નવા તરસતીઓ નેમવામા આવીઆ છે, તે ગેર કાએદે થએલા છે ખરા-વાસતે અનજુમનની કાએદા પરમાણે ફરીને મીર્ટીંગ બોલાવી નવેસરથી તરશતીઓ નેમવા તેમા જે હાલ બે નેમેલા છે, તેનેજ નેમવા કે કોઈ બીજા લાએકને નેમવા, તે તમારી અનજુમનની સભા મલે તીઆં બીરાજેલા સાહેબોએ ધેઆન પોહોચાડી કરવું જોઈએ.-એકજ ઘેરના બે તરશતી નહીં જોઇએ પણ જીઆરે તરશતીઓની સંખીઆ સાતથી ઉપરની હોએ તીઆરે એક ઘેરનાં બે જણ હોએતો ચાલે તેનો સેહેજ ખોલાસો કરૂંચ.

શેવક,

**દીનશાજી માંણકજી પીતીત**

**નો સલામ વાંચજો.**

---

## શેઠ રૂસતમજી બેરામજી જીજીભાઇનો કાગજ.

મુંબઈ, તા૦ ૧૪ મી જાનેવારી સને ૧૯૦૨.

**ભાઈજી સાહેબ શેઠ ફ્રાંમજી મંચેરજી**

**મુજાફ્ફરપુર.**

તમારો મેહેરબાની ભરેલો તા૦ ૨ જી જાનેવારીનો લખેલો કાગલ હમોને કલકતે મલેઓ હતો, પણ હમો કલકતેથી દારજીલીંગ ગયા હતા, તેથી તમોને તરત જવાબ લખી સકાયો નહી તે દરગુજર કરસોજી. દારજીલીંગથી પાછા કલકતે આવી તરત મુંબઇ પાછા આવવા નીકળેઆ, તે અતરે તા૦ ૧૧ મી જાનેવારીએ આવી

પોહતા છઈએ. હુંમો તથા શેઠ જમસેદજી સારી પખે છઈએજી. કલકતામાં તમારા બેટા ભાઈ રૂસતમજીએ હુમોને ગાડી વાપરવા આપી હુતી, અને હુમારી સાથેના સાથે ફરી હુમારી ગણી સારી મદારત કરી છે, તેથી હુમો ઘણા ખુસી થયા છઇએ. અને તમારા બેટા ભાઈ રૂસતમજીએ તમારી તરફથી વાંઈનનો બાકસ એક હુમોને ભેટ દાખલ આપેઓ છે, તે હુમોએ ખુસી સાથે સ્વીકારેઓ છેજી. આએ તકે તે સરવે બાબે તમારો અને તમારા બેટા ભાઈ રૂસતમજીનો ઘણો ઘણો ઉપકાર માનીએચજી. તમો અને તમારા ધણીઆણી હુમારી તરફ અને શેઠ જમસેદજી તરફ જે દીલસોજી ધરાવોછો, તે બાબે ફરીથી તમારો ઉપકાર માનીએચ. આસ્યા છે તમો સારી પખે હુસોજી એજ વિનતી.

લા૦ શેવક,

રૂશતમજી બેરાંમજી જીજીભાઈ

નો સલામ વાચજોજી.

---

## શેઠ જીજીભાઇ ફરાંમજી પીતીતનો કાગજ.

તા૦ ૨૭ મી જુન ૧૮૯૯.

મેહેરબાંન વાહાલા શેઠજી સાહેબ,

શેઠ ફરાંમજી મનચેરજી જોગ.

જત તહુમારો કાગજ ચાલતા માસની તા૦ ૮ મી નો મહને મલીઓ છે, અને તેનો જવાબ લખવાને આતલા દહાદા બનીયું નહી તે માતે હું આસા રાખુંચ, કે તહુમો કસો ગુસસો કરસો નહી, અને હું ખાતરી રાખુચ જે આતલા દહાદા જવાબ નહી લખાયો તેનુ કારન નાદરૂસત તબીયત છે એમ તહુમો જાનસો તાહારે તો ખચચીતઅજ કસો ગોસસો કરસો નહી. હુમો કલકતે તથા તે તરફ ફરવા આવવાના છેઇએ એમ તહુમોએ સાભલીયું અને તહુમોએ તહુમારે તાહ ઉતરવા હુમોને નોતરૂં કીધું છે તે થકી હું તહુમારો ઘણો મોતતો ઉપકાર માંનુંછું. હાલમાં કાંઈ હુમારો આવવાનો વીચાર નથી અને જાહારેબી આવસુ તાહુરે તહુમારી મેહેરબાનીનો લાભ હું લેવસ એમ હું ધારૂંછું. તહુમોએ એ માગની કીધી એનલે તહુમારે તાંહ ઉતારો લીધો બરાબર હું સમજુંછુ અને તે વાસતે હું ફરીથી ઉપકાર માંનુંછું. તહુમારા ધણીઆણીને હુમારા ધણીઆણીએ પાછી દુવા લખાવી છે તે સાથે તહુમો હુમારી કબુલ કરજોજી.

લા૦ દુવાગીર,

જીજીભાઇ ફરાંમજી પીતીત

નો સલામ વાંચજોજી.

---

## શેઠ રૂસતમજી જ. ખ. જમશેદજીનો કાગજ.

Mazagon Castle

મેરબાન ભાઈજી ફરાંમજી, 20th Jany 1903

જત તમો બેઉ નેક ધની ધણીઆનીની હમો પર કેતલી મેરબાની છે, અને તેનો કેમ ઉપકાર માનવો તે હું બોલોમાં લખી સખતો નથીજી.

તમો લોકોએ મારે સારૂ જે ફરમાસુ ભેત મોકલી છે તે વીસે શેવક તમો બેઊ જણુનો આભારી છેજી.

જો કે તમોએ મને નજરે દીથો નથી અને તે છતા મેં તમારૂ દીલ જીતી લીધુ છે એ એક નવાઈની વાત છે. અલબતા જો મે કાઇ મારા મુરબીઓ જેવા કામ કીધાં હતે તો તેમ બનતે પણ તેવુ કાઈ નહી હોવા છતાં તમો હમારી પર એતલી માયા બતાવોછો તેનુ કારન હુ સમજુછુ કે હમારા મુરબીઓનાં નેક કામો હમારા વચે આવેચ અને એ ઉપરથી સાબેત થાએચ જે "આભારી પારસી તોલા" હમારા "વરવાઆના" કામ ઉપરથીજ નહી પણ તે લોકોનાં નામ ઉપરથી પણ ફીદા થાએચ, જે જોઈ મને ખુસાલી ઉપજે છે

તમો બેઉ જણાઓનો ફરીથી ઉપકાર માની આ લખાન ખતમ કરૂછુ જી.

તમોને હમારા માતાજીએ તથા બાવાજીએ સલામ લખાવી છેજી તેમજ હમારી પણ તમો લોકો, કબુલ કરજોજી.

લા૦ શેવક,

રૂસતમજી જ. ખ. જમશેદજી

નો સલામ વાચજોજી.

---

## સર જમશેદજી જીજીભાઈનો કાગજ.

Mazagon Castle

ભાઈજી શાહેબ, Bombay 7 April 1907.

ફરામજી મંચેરજી બુમલા.

લેડી જમશેદજી જીજીભાઈ તથા હમારાં દીકરી બીજા મીતરો શાથે જે વારે થોડા દીવશ શારૂં શીમલા ખાતે આવીઆ હુતા તે વખતે તમોએ જે મદારાત અને ખાતરદારી કરી હતી તે વીશે એવોએ હમોને લખુ છે, માટે આએ કાગલ લખી તે વીશે તમારો ઉપકાર માનવાની જરૂર છે. તમો તથા તમારા ભાઇ અને છોકરાઓ તરફથી મદારાત વીશે એવોએ હમોને ઘણુ લખુ છે અને તમો ભાઇઓને લીધે એવોની મુશાફરી મધે કરી આપેલી શવલતા વીશે જણાવીઉ છે. અને એ શરવે માટે આ તકે હુ તમારો અહેશાન મંદ થાયોછુંજી તે શત જાણજોજી.

આશા છે જે તમો ભાઈઓ શરવે કુટુંબશહ શારીકાની હશોજી.

લા૦ શેવક,

જમશેદજી જીજીભાઈ

નો સલામ વાંચજોજી.

---

## લેડી ગુલબાઇ જમશેદજી જીજીભાઇનો કાગજ.

મજગાંમ કાશલ,
મુંબઈ, તા૦ ૧૨ મી જુલાઇ ૧૯૦૮.

મેહેરબાન ભાઇજી સાહેબ,

ફરાંમજી મનચેરજી જુમલાખાઉ.

જત તમારા ધણીઆણી જરબાનુથી તા૦ ૧ લી નો કાગલ ભુલથી કલકતે મોકલેલો તે અતરે તગે પાછો હુમો પર મોકલીઓ તે આજે મલો છે, ને હુમારા વાહાલા ખાવીદ સર જમશેદજીનાં અચબુચ મરણથી હુમોને જે બેહદ ગમ તથા દુખ થાયુ છે તે વીશે તમે જે પુરતી દિલશોજી ભરેલો દેલાશો લખો તેનો તમારો તથા તમારા ભાઇજી હીરજીભાઈનો મોટો ઉપકાર હુમો માનીએચજી તમે જે લાએકી ભરેલી લાગણીમા હુમારા દીકરા રૂશતમજી વીશે લખુ અને હુમારા મુરબીજીના નામ સારૂ મેહનત કીધુ તેનું તમારૂ હેશાન હુમો માનીએચ. હુમારા આવા અફશોશના વખતમા કુટંબના તમો જેવા ખેરખાહુ દોશતો તરફની લાગણીથી હુમોને અછો શનતોશ તથા શધીઆરો મલે છે. જેમ કઈ ખોદાની મરજી તેના પર શબુરી રાખી બેઠાચ મારા દીકરા વીશેની તમારી ભલી દુવા શારૂ ફરી તમારો ઉપકાર માનુચ તમારા જરબાનુ તથા ભાઈ હીરજીભાઇને દુવા કહી તમો પણ કબુલ કરજોજી

લા૦ દુવાગીર,
ગુલબાઈ જમશેદજી જીજીભાઈ
ના દુવા વાચજોજી.

હુમારા દીકરા રૂશતમજી તથા બેન દીનબાઇએ તમોને દુવા લખાવી છે.

---

## બાઇ સાહેબ દીનબાઇ નસરવાનજી પીતીતનો કાગજ.

ગોવાલીઆ તેંકરોડ તારદેવ.
મુબાઇ.
તા૦ ૨૯ મી એપરેલ શને ૧૮૯૬.

શેઠજી શાહેબ,

શેઠ ફરાંજી મનચેરજી જોગ.

૧૧, બેનટીક સ્ત્રીટ કલકતા

જત આજ દીને જી આઇ પી રેલવે મારફતે નીચે લખેઆ મુજબનાં હાગીના નંગ ૭) સાત તમારે નામે પારસલ કરી તમો ઉપર મોકલેઆ છે. તે હુમો તરફની નજીવી ભેટ દાખલ કબુલ રાખશોજી. ચીનથી આવેલી છે. અને ધારૂચ જે તમોને પસંદ પડશે :—

૧ કંદીઓ એક ચીનાઈ મોસંબી.
૧ પેટી એક તે મધે લાચી, ઉનાફ, ચેસનટ ખજુર વીગેરે.

૧ બંદલ એક ચીનાઈ સાકર.
૧ બંદલ એક તેમાં ચાહેના બાકસ નંગ ૨) બે તથા સુક્કા મુરંબાના બાકસ બે.
૧ પેટી એક તેમા ચીનાઈ મુરંબાની બરની નંગ ૬) છ.
૧ પેટી એક તેમાં ચોરા અને ખસરા.
૧ બાકસ ચીનાઈ પંખા.
૭

એ વીગરે દાગીના સાત મોકલ્યા છે, તેની રેલવે રશીબ ના ૩૬૦ તા૦ ૨૯-૪-૯૬ આએ શાથે બીડી છે. તે મલવેથી તરત દાગીના મંગાવી લેઈ પોંહોંચ લખજોજી. અતરે હુમોએ રેલવેનુર રૂા. આપેલા છેજી.

તમો તમારા કુટંબ સહીત શારી તનદરોશતી શાથ હુશો. હાલ એજ અરજ.

લા૦ દુવાગીર,
(સહી) દીનબાઈ નસરવાનજી પીતીત
ની દુવા કબુલ કરજોજી.

---

ગોવાલીઆ તેંક રોડ તારદેવ.
સુંબાઇ.
તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૯૮.

ભાઈજી સાહેબ,

ભાઈ મંનચેરજી ફરાંમજી જોગ.

નવસારી.

જત તમારો પતર ચાલતા માસની તા૦ ૧૯ મી નો લખેલો વેલાસર મળીઓ છે.

તમો જે કામ સર આવીઆ ને તમારી મોરાદ પરવરદેગારે પાર પાડી વાંચી હુમો ઘણુા ખુશી થઆં છેઇએ, અને તમો ધની ધનીઆની હુમેશા સુખી રેહેજો એવી દુવા ચાહુંચ. જાહારે તમો કલકતે શીધારો તાહારે તમો તમારા ધનીઆની શાથ હુમોને મલવા જરૂર આવજો, હુમો ઘણુાજ ખુશ થાઇશું.

આશા રાખુચજે તમારા માતાજી હાલમા શારી પેઠે હુશે, તેમજ તમો શરવે હુશોજી.

લા૦ દુવાગીર,
(સહી) દીનબાઇ નશરવાંનજી પીટીટ
નો દુવા કબુલ કરજોજી.

ગોવાલીઆ તેંનક રોડ,
મુંબઈ, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૯૦૦.

મેહુરબાન ભાઈ ફરાંમજી મનચેરજી જોગ.

જત તમારો કાગજ તા૦ ૧૭ મી દીસેમબર સને ૧૮૯૯ નો મલીઓ હતો, પણ કામના સબબથી તુરત જવાબ લખવાને બનીઓ નહીં તે માફ કરજો. તમોએ તે કાગજ મધે હમારો તથા હમારાં બચ્ચાંઓનો ફોતો મંગાવીઓ, તે પારસલ કરીને તમો તરફ મોકલાવીઓ છે, અને તેની રસીદ આએ મધે બીડી છે તે મેહરબાની કરીને મંગાવી લેજો. બીજુ તમે તમારો તથા સઘલાઓનો ફોતો મોકલવાની બાહેસ જણાવો છો તે હમે મોટી ખુશી સાથે કબુલ રાખશું, માટે તમો જરૂર મોકલાવજો હમો ઘણી ખુશી સાથે હમારી આલબમમાં મુકશુંજી.

હમારી દોવા તમારાં ધણીયાણી બાઈ જરબાનુને કહી તમે ભાઈજી પણ કબુલ કરજોજી. આશા છે કે તમો શરવે સારી કાની હસો.

લા૦ દુવાગીર,
આવાંબાઈ ફરાંમજી પીતીત.

---

મુંબાઇની, તા૦ ૧૩ મી સપટેબર ૧૮૮૯.

ભાઈજી સાહેબ,

ફરાંમજી મંનચેરજી મરચંટ. કલકતા.

જત તમો સાહેબને સારૂ બીલીમોરાની ગરબનો કડીઓ ૧ ) રેલવે મારફતે પારસલ કરી મેકલીયો છે તે મહેરબાની કરી કબુલ રાખજોજી.

લા૦ દુવાગીર,
શાકરબાઇ દીનશાજી પીટીટ
નો દુવા બંદગી કબુલ કરજો.

---

મુંમબાઇ.
વાલકેશર પીતીટ હાલ.
તા૦ ૧૬ મી જુન ૧૮૮૮. વાર શનેઉ.

ભાઇજી સાહેબ,

શેઠ ફરામજી મનચેરજી મરચંટ.
કલકતા.

જત રેલવે મધે શેઠજી તથા છોકરાંઓ શારૂં હમારી મામલેશરની બનાવેલી રાશપબેરીની જેલીની બરણી ૧ ) તથા હમારા ઘરમાં બનાવેલાં અચારની બરણી

૧) ભેત મોકલી છે તે મેહેરબાની કરી કબુલ રાખજો તમારે લાએક કાંઈ નથી એજ વીનતી.

શેવક,
દીનશાજી માંણેકજી પીતીત
નો સલામ વાંચજો.

૫૩, ચઉરનગી રોડ,
કલકતા, તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૮૮ વાર શુકર

સદા હેતકારી ભાઇજી સાહેબ,
ફરામજી મંનચેરજી મરચંત
કલકતા.

જત ભાઇજીની ચીઠી આજે સવારના મલી છે.

આજ દને હુમારાં ધણીઆંનીની શાલગરી છે. તેની મુબારકબાદી આપી તમારાં નેકનાંમ ધણીઆંની તરફથી મીઉજીક બાકસ ભેત મોકલીઓંચ તેની મહેરબાની માનુંચ.

માયા મોહોબત રાખોછો તેવી હુમેશા રાખતા રેહેજોજી.

શેવક,
દીનશાજી માંણેકજી પીટીટ.
નો સલામ વાંચજો.

---

"Alice Buildings,"
Hornby Road,
Bombay 21st January 1907.

**My dear Framjee sett,**

I must ask you to be excused for being rather late in giving expression to my most heartfelt thanks for the kind hospitality that you had extended to us during our tour to your City. It was indeed very good of you to have put your carriages at my disposal and I believe I cannot thank you adequately for all that you had done to make our stay as comfortable as possible We are also indebted to your son Rustom to whom we owe a great deal of the information that we gathered about the various places we visited.

Thanking you once again most cordially on behalf of Mrs. Rustomjee and myself.

Yours Sincerely,

(Sgd) **Rustomjee Byramjee Jeejeebhoy.**

સમાપ્ત.